# શ્રી અપ્પા સાહેબ પટવર્ધન

પૂજ્ય ગાંધીજીના ઘણાજ જુના સાથી અને મહારાષ્ટ્ર ગાંધી તરીકે જાણીતા શ્રી અપ્પા સાહેબ પટવર્ધન આઠ છ વર્ષથી ભૂદાન આંદોલનમાં જ પોતાનો બધો સમ આપે છે. દેખાવમાં વિનોબાજી જેવા જ આ ક્રાન્તિકા પુરુષનું રવિશંકર મહારાજનું જેમ ગુજરાતમાં સ્થાન તેમ તેમનુ મહારાષ્ટ્રમાં છે. આ ચોપડીમાં તેમણે ગ્રામસ્વરાજનું દર્શન કરાવ્યું છે તે ગ્રામદાન આંદોલન દ્રષ્ટિએ આપણને ઉપયોગી નિવડશે એવી આશા છે.

# ગોકળિયું ગામ

: લેખક :

અપ્પા પટવર્ધન

અમદાવાદ જિલ્લા સર્વોદય કાર્યાલય
લશ્કરી હવેલી, દિલ્હી ચકલા, અમદાવાદ

# અર્પણ

હું આ પુસ્તક મારી સ્વર્ગીય માતાને અત્યંત ભક્તિભાવ-પૂર્વક અર્પણ કરું છું. આ પુસ્તકમાંના વિચારો મને ગાંધીજી અને વિનોબાજી પાસેથી મળ્યા છે. આજે જો મારી માતા હયાત હોત તો ભૂદાનયજ્ઞના આંદોલનથી એમને અત્યંત તૃપ્તિ થાત અને એમાં ભાગ લેવા બદલ જરૂર એ મારી પીઠ થાબડત

—અપ્પા પટવર્ધન


આવૃત્તિ પહેલી : એપ્રિલ ૧૯૫૮

: મુદ્રક :
માણેકલાલ ડી. પટેલ
ધરતી મુદ્રણાલય, રાયખડ,
અમદાવાદ–૧.

: પ્રકાશક :
સૂર્યકાન્ત પરીખ
વતી અમદાવાદ જિલ્લા સર્વોદય કાર્યાલય,
લશ્કરી હવેલી, હિન્દી ચકલા, અમદાવાદ–૧.

# હેતુ

મેં આ લખાણુ ખાસ કરીને તો રત્નાગિરિ જિલ્લાના રહે-વાસીઓને ઉદ્દેશીને જ લખ્યું છે. મારી અત્યંત ઉત્કટ ઇચ્છા છે કે ભૂદાનયજ્ઞનો પવિત્ર સંદેશ જિલ્લાના ખૂણે ખૂણે પહોંચી જાય, પ્રજા એને ઝીલે અને રત્નાગિરિ જિલ્લામાં એક પણ ભૂમિહીન ન રહે, અને આને માટે કાયદાની બિલકુલ જરૂર ન પડે. સૌમ્ય પ્રકૃતિનો રત્નાગિરિ જિલ્લો આ વહેંચણી, ન્યાય માટે અને પ્રેમ માટે જ, સ્વયં પ્રેરણાથી કરે.

ગયે વર્ષે મેં ભૂદાનયજ્ઞના પ્રચાર માટે આખા જિલ્લાની [illegible]ગે ચાલીને યાત્રા કરી. પગપાળા ચાલવામાં મુખ્ય ઉદ્દેશ એ હતો [illegible] આજુબાજુના સાત નાના નાના ગામડાંનો સંપર્ક પણુ સાધી [illegible]કાય. તે ઉપરાંત રસ્તામાં ભેગા થતા લોકો અને જેમને ત્યાં હું [illegible]તરું એમની સાથે પણુ નિરાંતે વાતો કરી શકું. ભૂદાનયજ્ઞનો [illegible]દેશ જમીનદારોને માટે તો છે જ, પણુ એ ખેડૂતો માટે, મજૂરો [illegible]ાટે ને નાના મોટા બધાય લોકોને માટે છે. એ એક નવી જીવન-[illegible]ષ્ટિ છે એ દૃષ્ટિ મોટા માણસોની કૃપા વડે મને મળી, મારા સહ-[illegible]ાર્યકરોને મળી, તે જ પ્રમાણે મારા રત્નાગિરિ જિલ્લાના પ્રત્યેક [illegible]ાણસને મળે એવી મારી ઊંડી ઇચ્છા છે. રત્નાગિરિ જિલ્લાની [illegible]મીન માફક આખા ભારતની જમીન મને તો પવિત્ર લાગે છે. એનું [illegible]ારંવાર અને જુદે જુદે રૂપે થતું દર્શન મને ખૂબ સુખકર લાગે છે. [illegible]ટલે જ્યારે જ્યારે તક મળશે ત્યારે હું એની પ્રદક્ષિણા કરીશ અને [illegible]ાનયજ્ઞનો સંદેશો આબાલવૃદ્ધને સંભળાવીશ. જોકે મારી પાસે [illegible]ટલો સમય નથી, અને સાંભળનારા પણુ હું બોલું ત્યારે ત્યાં જ [illegible]ા થાય એમ પણુ નથી બનતું.

સભામાં હું દોઢ દોઢ અને બબ્બે કલાક બોલું છું તોપણ ભૂદાનયજ્ઞનો આખો વિષય અને મનમાંના બધા જ વિચારો હું કહી શકતો નથી, ઘણા વિચાર રહી જાય છે.

પણ છાપવાની સગવડને કારણે વક્તા અને શ્રોતા પોતપોતાની સગવડે બોલી ને સાંભળી શકે છે, ગમે તેટલે દૂર હોવા છતા પણ સાંભળી શકે છે. એટલે મેં પણ છાપખાનાનો આશ્રય લીધો છે આ પુસ્તકમાં મોટા ભાગના તો રત્નાગિરિ જિલ્લાના કણબી, ભંગી, મરાઠા, બ્રાહ્મણ, મુસલમાન વગેરે બધા ભાઈઓને લખેલા પત્રો જ છે. વાચક, નિરક્ષર શ્રોતાને એ વાચી સંભળાવશે અને સમજાવશે તો હું એમનો આભારી થઈશ.

મારા મિત્ર અને સહાયક શ્રી. ગોવિંદરાવ શિંદેએ પણ આ પુસ્તક (મરાઠી આવૃત્તિ) લખવા માટે મને આગ્રહ કર્યો અને છાપવાની અને બીજા કામની જવાબદારી મહારાષ્ટ્ર સેવા સંઘે પોતાને માથે લીધી આને કારણે જ આ પુસ્તક રજૂ થઈ શક્યું છે.

ભૂદાનયજ્ઞને માટે અને મારા માટે શુભેચ્છાઓ ધરાવતા સજ્જને જિલ્લામાં ચારે બાજુએ ફેલાયેલા છે. એ બધાને મારી વિનંતી છે આ પુસ્તકના પ્રચારમા તેઓ પણ મદદ આપે

ગોપુરી,
તા. ૧૭–૧૦–૧૯૫૪

અપ્પા પટવર્ધન

## પૂજ્ય વિનોબાજીનો પરિચય

વિનોબા એ અત્યારના સમયના જાણે કે પ્રતિ જ્ઞાનેશ્વર જ છે. જ્ઞાનેશ્વરના બન્ને ભાઈ—નિવૃત્તિ અને સોપાન—જેમ એમના જેવા જ બુદ્ધિમાન અને વૈરાગ્યશીલ હતા, તે પ્રમાણે વિનોબાના બન્ને ભાઈ, શ્રી બાળકોબા અને શ્રી શિવાજી એ બન્ને, પણ બુદ્ધિમાન, વિદ્વાન અને નૈષ્ઠિક બ્રહ્મચારી ને સમાજસેવાને જ હંમેશને માટે વરેલા છે. ત્રણે ભાઈ પરમાર્થનિષ્ઠ નીવડ્યા હોય એવો દાખલો આખી દુનિયાના ઇતિહાસમાં ક્યાંય નથી.

નાનપણથી જ વિનોબાએ દેશસેવાનો અને બ્રહ્મચર્યનો દૃઢ સંકલ્પ કર્યો. સંતવાણી તરફ એમને અત્યંત અનુરાગ હતો. તુકારામ, રામદાસ, જ્ઞાનેશ્વર

વગેરેના ગ્રંથ તેઓએ નાનપણથી જ મોઢે કર્યા હતા. ૧૯૧૪માં તિલકનો 'ગીતારહસ્ય'ના ગ્રંથ પ્રસિધ્ધ થયો એની પર વિનોબાજીએ ચૌદ પારાયણ કર્યાં અને મુંબઈ ઇંટરની પરીક્ષા આપવા જવાને બદલે વેદાંતના અભ્યાસ માટે કાશીનો રસ્તો પકડ્યો. ત્યાંથી તેઓ ૧૯૧૬માં ગાંધીજીના સત્યાગ્રહાશ્રમમાં આવીને દાખલ થયા. વચ્ચે એક વર્ષ વાઈના શ્રી. નારાયણશાસ્ત્રી મરાઠેની પાસે ઉપનિષદોનો અભ્યાસ કરવા માટે તેઓ ગયા હતા. તે સિવાય પ્રથમ સાબરમતીના ને ૧૯૨૧ પછી વર્ધામાં જાતે સ્થાપેલા આશ્રમમાં એમણે અખંડ સાધના કરી. ૧૯૪૦માં વ્યક્તિગત–સત્યાગ્રહ વખતે ગાંધીજીએ સૌથી પહેલા સત્યાગ્રહી તરીકે એમની જ પસંદગી કરી, ત્યારે બહારની દુનિયાએ પહેલવહેલું વિનોબાજીનું નામ સાંભળ્યું. પછીનાં ચાર વર્ષ એમણે જેલમાં જ ગાળ્યાં. તે વખતે એમણે ભારતની બધી ભાષાઓની લિપિનો અભ્યાસ કર્યો. કુરાનનો અભ્યાસ કરવા માટે અરબી ભાષા પણ શીખ્યા. ફારસી, ફ્રેંચ અને અંગ્રેજી, આ ભાષાઓ એમને આવડે છે, અને સંસ્કૃતના તમામ ધર્મ–વાઙ્મય એમણે આત્મસાત્ કર્યા છે. ભગવદ્ગીતા પર એમને અપાર પ્રેમ અને

ભક્તિ છે. અને એમણે ગીતાનું કરેલું સમશ્લોકી મરાઠી ભાષાંતર 'ગીતાઈ' એ તો અદ્‌ભુત જ છે. પણ તે ઉપરાંત એમનાં 'મધુકર,' 'ગીતાપ્રવચનો,' 'સ્થિતપ્રજ્ઞલક્ષણ' વગેરે અનેક પુસ્તકોએ લાખો નિષ્ઠાવાન વાચકોના જીવનમાં પરિવર્તન કર્યું છે.

આપણે ગાંધીજીના કાળમાં જન્મ્યા તેથી અને એમના નેતૃત્વ નીચે કામ કરવાથી આપણો જન્મ સાર્થક થયો. તે જ પ્રમાણે એમના પછી વિનોબા જેવા લોકોત્તર સત્પુરુષના નેતૃત્વ નીચે ભૂદાનયજ્ઞ જેવા પરમપવિત્ર આંદોલનમાં ભાગ લેવાની આપણને તક મળી એ આપણું પરમ સૌભાગ્ય છે!

### ભૂદાનયજ્ઞ

૧૯૫૧ના એપ્રિલ મહિનામાં દક્ષિણ હૈદ્રાબાદમાં આવેલા શિવરામપલ્લી ગામમાં સર્વોદય–સમાજનું સંમેલન ભરાયું હતું. એમાં ભાગ લેવા માટે વિનોબાજી વર્ધામાંથી પગપાળા ગયા અને સંમેલન પૂરું થયા પછી એમણે તેલંગણામાં ચાલતા જમીનદાર અને ખેડૂતના વિગ્રહમાંથી કંઈક માર્ગ કાઢવા માટે એ વિભાગનો પગપાળા પ્રવાસ શરૂ કર્યો. એ પ્રવાસમાં ૧૮–૪–૧૯૫૧ના દિવસે પોચમપલ્લી નામના ગામમાં વિનોબાજીની પ્રાર્થનાસભામાં

ત્યાંના હરિજનોએ પોતાની નિરાધાર સ્થિતિનું વર્ણન કર્યું. જો એમને સરકાર પાસેથી પેટ ભરાય તેટલું અનાજ પાકે તેટલી જમીન ખેડી ખાવા મળે તો તેઓ મહેનત કરીને, કોઈને કંઈ નુકસાન ન કરતાં શાંતિપૂર્વક રહી શકે, એમ તેઓએ જણાવ્યું. એમની એ માંગણી વિનોબાજીને યોગ્ય લાગી અને એમણે ત્યાં એકઠા થયેલા જમીનમાલિકોને વિનંતી કરી કે, તમારા આ દુ:ખી હરિજનભાઈઓને માટે તમે થોડીક જમીન આપો.

સોળ હરિજન કુટુંબોને, દરેકને ૫–૫ એકર પ્રમાણે, ૮૦ એકર જમીનની જરૂર હતી. શ્રોતામાંથી શ્રી. રામચંદ્ર રેડ્ડી નામના એક તરુણ સજ્જન ઊભા થયા અને એમણે એ ભૂમિહીન હરિજનોને પોતાની સારી જમીનમાંથી ૧૦૦ એકર જમીન આપવાનું જાહેર કર્યું!

વિનોબાને જાણે માર્ગ સૂઝ્યો. કારણ સજ્જનનાં હૃદય એ જ પરમેશ્વરનું નિવાસસ્થાન છે. દરેક મનુષ્ય હૃદયથી તો સજ્જન જ છે. એમના દિલમાં ભગવાન વસે જ છે; માત્ર એ સૂતેલો હોય છે અને સાચા ભક્તના પોકારથી એ જાગીને પ્રગટ થાય છે!

તે દિવસથી વિનોબા જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એમણે જમીનદારો પાસેથી ભૂમિહીનોને માટે ભૂદાનની માંગણી કરી અને દરેક ઠેકાણે સજ્જન માલિકોએ એમને ભૂદાન આપ્યું પણ ખરું. તેલંગણામાંથી આ રીતે ૧૨૦૦૦ એકર જમીન મળી.

તેલંગણાનો પ્રવાસ પૂરો કરીને વિનોબા પગપાળા જ વર્ધા પાછા આવ્યા. ત્યાં પંડિત નહેરુએ એમને દિલ્હી આવવા આમંત્રણ મોકલ્યું. વિનોબાજી રોકડ પૈસાનો વ્યવહાર શકય હોય તેટલો ટાળે છે. કારણ પૈસાને કારણે જ સમાજમાં જાતજાતના દોષ પેદા થાય છે. ખરી રીતે તો પૈસા એ સંપત્તિ નહિ પણ માત્ર સંપત્તિદર્શક મુદ્રા છે, ચિઠ્ઠી છે, પણ વ્યવહારમાં કોટાએ માણસને, ને ચિઠ્ઠીએ લેખકને પદચ્યુત કરીને એની જગ્યા પચાવી પાડી છે. એટલે જ વ્યવહારમાં આ અનિષ્ટ પૈસાનું આટલું પ્રબળ સ્થાન જોઈને વિનોબાજી હંમેશ એની પર કટાક્ષ કરે છે. મોટર, રેલવે કે વિમાનનો પ્રવાસ પૈસા વિના થઈ શકતો નથી, જ્યારે પગપાળો ચાલનાર સ્વતંત્ર હોય છે. પોતાની ઇચ્છાએ એ જ્યાં જવું હોય ત્યાં જઈ શકે છે. પગપાળા ચાલવાથી બીજી પણ ઘણી બાબતો જાણવા મળે છે. એટલે

વિનોબાજી પગપાળા જ ને કોઈ કોઈ વાર ઘોડાગાડીમાં પ્રવાસ કરે છે. દિલ્હી તેઓ પગપાળા જ ગયા. રસ્તામાં ભૂદાનયજ્ઞનો પ્રચાર ચાલુ જ હતો. તપશ્ચર્યા, વિદ્વત્તા, ચિંતન, પ્રતિભા ને ચારિત્ર્ય આ બધું એકઠું થઈને વિનોબાની વાણીમાં ઊતરતું હતું. એમની વાણીમાં એટલું સામર્થ્ય હતું કે એ જેને જેને કાને પડી તેને પ્રભાવિત કરી નાખ્યા. વિનોબાજીને દિલ્હી પહોંચતા સુધીમાં ઘણું બધું ભૂદાન મળ્યું. ત્યાંથી તેઓ ઉત્તર-પ્રદેશના કાર્યકર્તાઓના આગ્રહથી ત્યાં ગયા. ત્યાં આગળ પણ એમને ૪–૫ લાખ એકર જમીન દાનમાં મળી અને ભૂદાનઆંદોલન પૂરજોશમાં ચાલુ થયું. એપ્રિલ ૧૯૫૨માં બનારસ પાસે આવેલા સેવાપુરી ગામમાં સર્વોદય–સમાજનું સંમેલન અને સર્વ-સેવા-સંઘની સભા થઈ. તે વખતે આખા ભારતમાંથી આવતાં બે વર્ષમાં ૨૫ લાખ એકર જમીન ભૂદાનમાં મેળવવાનો સર્વ-સેવા-સંઘે સંકલ્પ કર્યો. સર્વ-સેવા સંઘના મુખ્ય શ્રી. શંકરરાવ દેવે દરેક પ્રાંતમાં પદયાત્રાઓ કરીને આંદોલનને જોશ આપવાનું નક્કી કર્યું. વિનોબાએ ખુલાસો કર્યો કે, આ પચીસ લાખ એકર એ તો માત્ર પહેલો હપ્તો છે. ૧૯૫૭ સુધીમાં ૫ કરોડ એકર જમીન દાનમાં મેળવીને એની ભૂમિહીનોમાં વહેંચણી કરવાની છે.

## ગોકળિયું ગામ

ઉત્તર–પ્રદેશની યાત્રા પૂરી કરીને વિનોબાજીએ બિહારની પુણ્યભૂમિમાં પ્રવેશ કર્યો. બિહાર એટલે બુદ્ધ ભગવાનની ભૂમિ. ત્યાં એમણે પોતાનો નિશ્ચય જાહેર કર્યો કે, બિહારની ભૂમિસમસ્યાને ઉકેલ્યા સિવાય, એટલે કે અહીંથી ૩૨ લાખ એકર જમીન મેળવ્યા સિવાય, હું બિહાર છોડીને જઈશ નહીં. એમનો એ મહાન સંકલ્પ લગભગ પૂરો થવા આવ્યો છે. બે વર્ષમાં ૨૫ લાખ એકર જમીન મળી. બિહારમાં જ ૫ ઑક્ટોબર, ૧૯૫૪ સુધીમાં ૨૨ લાખ ૧૭ હજાર એકર જમીન એકઠી થઈ બાકીની મળ્યા સિવાય રહેવાની નહોતી એટલે એમણે વહેંચણી તરફ લક્ષ આપવા માંડ્યું ઉત્તર–પ્રદેશ, બિહાર અને ઓરિસા આ ત્રણે પ્રાંતમાં વિનોબાજીને કેટલાંક આખાં ગામડાં જ અર્પણ કરવામાં આવ્યાં છે. જ્યાં આગળ જમીન યોગ્ય રીતે વહેંચવામાં આવે છે ત્યાં આગળ ભૂમિદાતા અને ભૂમિહીન બન્ને વચ્ચે સદ્-ભાવના અને નવી આશાનાં કિરણો ફૂટે છે, ગામમાં નવજીવન પ્રસરે છે, ગામડાનું ગોકુળ બને છે. વિનોબાજીની એ જ ઇચ્છા છે કે, ભારતનું દરેક ગામડું આ જાતનું ગોકુળ બને. મારી ને તમારી પણ એવી જ

ઇચ્છા છે. રત્નાગિરિ જિલ્લાના દરેક ગામડાને, કોર્ટ-કચેરી ન કરતાં ગ્રામ–સંસ્થા સ્થાપીને અંદરોઅંદર પ્રેમ, એકતા ને સમાધાન વધારવું ગમશે જ. પોતાના ગામને ગોકુળ બનાવવું કોને ન ગમે ?

ગામડાંને ગોકુળ બનાવવાનું સામર્થ્ય ભૂદાન-યજ્ઞમાં છે.

## સબૈ ભૂમિ ગોપાલકી

દરેક જાતની સંપત્તિના લોભમાં જમીનનો લોભ સૌથી જબરજસ્ત છે. ૦ા વીઘા જમીનને માટે પણ લોકો હાઈકોર્ટ સુધી લડે છે. 'તમે કહો છો પણ જમીનમાલિકો પોતાની માલિકીની વડીલોપાર્જિત જમીન ચુપચાપ, પ્રેમપૂર્વક ભૂમિહીનોને આપી દે, એ શી રીતે બને ?' આ સવાલ ઘણાને ઊઠે જ છે.

પણ તે કેવી રીતે બને તે આપણી નજરે જ દેખાય છે. બાપ પોતાની લાડકી છોકરીને જે રીતે વહાલ-પૂર્વક ઉછેરીને પછી ભક્તિભાવપૂર્વક સાસરે વિદાય કરે છે ને તે ઉપરાંત એને ઘરેણાં, કપડાં વગેરે પણ આપે છે, તે જ રીતે જમીનદારોએ પોતાના ભૂમિહીન મજૂરોને પોતાની જમીન અર્પણ કરી છે ને સાથે સાથે હળ, બળદ ને બી પણ આપીને પોતાની જાતને ધન્ય માની છે.

દરેક આમ કરીને પ્રસન્ન થાય! જે આજે પ્રેમપૂર્વક નથી આપતો તેણે કાલે કાયદાને જોરે આપવી જ પડશે. કાયદાને માર્ગે આપવાથી મનમાં કલેશ અને દુઃખ થાય છે, જ્યારે પ્રેમપૂર્વક સ્વેચ્છાથી દાન આપવાથી મન પ્રસન્ન થાય છે. હવે જમીનની વહેંચણી થયા સિવાય રહેવાની નથી.

પણ ભૂદાનયજ્ઞનો પવિત્ર સંદેશો લોકો સમજે તો એમને દાન આપવાની ઇચ્છા થયા સિવાય રહેવાની નથી. ને એમના એ આચરણથી સમસ્ત સમાજનું કલ્યાણ જ થવાનું છે.

મને તો ખાતરી જ છે અને ઓછામાં ઓછું આ રત્નાગિરિ જિલ્લા વિષે તો મને ખાતરી જ છે કે, લોકો આ વાતને સમજશે ને પ્રેમપૂર્વક જમીનની વહેંચણી થશે. કાયદો તો પછી આવશે. તે વખતે તો જમીન વહેંચાઈ ગઈ હશે.

પણ આને માટે સજ્જનોએ આ વિચારને લોકોને ગળે સંપૂર્ણ રીતે ઉતારવો જોઈશે. એમની શંકા-કુશંકા, અડચણ-તકલીફો, કાયદાનો ડર, એ બધાંનું નિવારણ કરવું જોઈએ. આ લખાણનો પણ એ જ હેતુ છે. વિનોબા પણ એક મોટા વિચાર-પ્રચારક જ છે. બીકથી, ભયથી કે ધમકીથી ડરીને કોઈ એક તસુ પણ જમીન

ન આપે. સમજીને, જાણ્યા પછી લોકો ના નથી પાડવાના. આપણે ના કહીશું તોપણ તેઓ તો દાન આપવાના છે ને બીજાની પાસેથી પણ અપાવવાના જ છે. જે આંતરિક પ્રેરણા એમને માગવાનું સૂચન કરે છે તે એમને આપવાનું સૂચન કર્યા સિવાય ઓછી રહેવાના છે ?

પલટાતો ન્યાય—સામાજિક ન્યાય કાળાનુસાર બદલાતો જાય છે. 'સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક્ક છે' આ વાક્ય સૌથી પ્રથમ તિલક મહારાજે ઉચ્ચાર્યું, ને એને સંપૂર્ણ કરતાં મહાત્માજીએ 'ભારત છોડો'ની ઘોષણા કરી. અત્યારે દશ વર્ષથી અંગ્રેજો ભારત છોડીને ચાલ્યા ગયા છે. એમની પાછળ ૬૦૦ રાજ્યોએ પણ ટપોટપ પોતાનાં રાજ્ય છોડી દીધાં છે. સામ્રાજ્ય ગયું ને રાજ્યો પણ ગયાં; ઇંગ્લંડના રાજાને પોર્ટુગલના રાજા પાસેથી મુંબઈ બેટ લગ્નમાં પહેરામણી-રૂપે મળ્યો હતો. અને પૂનાના બીજા બાજીરાવે એલ્ફિન્સ્ટન સાહેબને મહારાષ્ટ્રનું રાજ્ય આપ્યું હતું. પણ એ જ પૂનામાં સ્વરાજ્યનો અને મુંબઈમાં 'ભારત છોડો'નો પોકાર ઊઠ્યો જ ને ?

ફ્રેંચોએ પણ આપણો ભારતીય હક્ક કબૂલ રાખીને એમનો હક્ક છોડી દીધો. પોર્ટુગીઝ લોકો હજુ નથી માનતા પણ આખરે એમને માન્યા સિવાય છૂટકો નથી.

તો પછી એ જ ન્યાય બધાને લાગુ પડ્યા સિવાય ઓછા રહેવાનો છે? જમીનમાલિક (લૅંડલૉર્ડ-ભૂપતિ) એટલે રાજા જ કહેવાય. ખેડૂતો એટલે એની રૈયત. ચારે બાજુનાં રાજ્યો ખલાસ થયાં પછી આટલાં નાનાં રાજ્યો શી રીતે ટકવાનાં છે? બ્રહ્મદેશ બ્રહ્મી લોકોનું. બ્રહ્મદેશનો રાજા અંગ્રેજોને શરણે ગયો અને કેદ થયો. પણ તેથી કંઈ અંગ્રેજોને બ્રહ્મદેશ પર રાજ્ય કરવાનો હક મળી જતો નથી. મહારાષ્ટ્ર એલ્ફિન્સ્ટનને આપવાનો બાજીરાવને કંઈ જ હક નહોતો. સ્વરાજ્ય એ દરેક દેશના લોકોનો જન્મસિદ્ધ હક્ક છે. એનું કોઈ દાન ન કરી શકે, એ કોઈ છીનવી ન શકે. જો છીનવી લે તો એ ચોરીનો માલ ગણાય. એ જ ન્યાયે 'હું જમીનનો માલિક, એને ભાગવાનો બીજાને શો હક? મારા દાદાએ મારા બાપાને, ને મારા બાપાએ મને એ વારસામાં આપી છે,' આમ કહેનારે સમજવું જોઈએ કે, જમીન એ પ્રભુએ આપેલી પ્રસાદી છે. માણસ એને ખેડી ખાય એટલો જ એને હક છે. બાકી એના પર દાદાનો કે બાપનો કે મારો કંઈ જ હક લાગતો નથી.

સ્વરાજ્ય એ જેમ દરેક રાષ્ટ્રનો જન્મસિદ્ધ હક્ક છે તે જ પ્રમાણે મહેનત કરીને ખાવાનો દરેક નાગરિકને

જન્મસિદ્ધ હક્ક છે. એનું મુખ્ય સાધન જમીન છે. ભગવાને પહેલાં પૃથ્વી ઘડી અને ત્યાર પછી માણસ ઘડ્યો. એ ધરતી પરનો મહેનત કરીને ખાવાનો હક્ક કોઈ કોઈને વેચી શકે નહિ, કોઈ એ હક્ક ઝૂંટવી શકે પણ નહિ.

## વહેંચણી

એટલે જમીનની સમાન વહેંચણી થવી જોઈએ. દરેકને પોતાની જરૂરત પૂરતી જમીન મળે ત્યારે જ લોકશાહી પૂર્ણ થઈ કહેવાય. આપણે સ્વરાજ્ય માગ્યું અને એ આપણને મળ્યું તે લોકશાહીના તત્ત્વને કારણે. એ જ તત્ત્વને કારણે સામ્રાજ્યો ગયાં ને રાજ્યો સ્વતંત્ર થયાં. ને હવે એ જ તત્ત્વ વડે જમીનદારી નાશ પામીને ખેડૂત સ્વતંત્ર થશે. ખેડૂતને જે ભાગ આપવો પડે છે તે બંધ થવો જોઈએ. લોકશાહીમાં બધા જ રાજા એટલે કે બધા જ જમીનમાલિક.

આપણે આ મુદ્દો ખ્યાલમાં આવે તેને માટે જમીનદારી કેવી રીતે ઉત્પન્ન થઈ, કેવી રીતે વધી, ભાગ આપવાની પદ્ધતિ કેવી રીતે શરૂ થઈ, એનો પૂર્વ ઇતિહાસ જરા જોઈ લઈએ.

## માલિકીનાં મૂળ

જમીનમાલિકી બે પ્રકારની છે. એક તો એ કે, એ જમીન પર જે કામ કરે છે, જેણે એને કાંટા-ઝાંખરાં ખોદી કાઢીને સાફસફ કરી છે, સપાટ બનાવી છે, કૂવા વગેરે ખોદ્યા છે, એ પોતે જો એ જમીનને પોતાની કહીને ઓળખાવે તો એ સ્વાભાવિક પણ લાગે છે. કારણ એણે કોઈની પાસેથી તૈયાર જમીન ખરીદી નથી પણ એની પર મહેનત કરીને એને તૈયાર કરી છે.

જ્યારે બીજો પ્રકાર એ છે કે, કોઈને વારસાગત જમીન મળી હોય છે. પોતે તો ખેતી કરતાં વધુ પૈસા ને માન મળે તેવા ધંધામાં પોતાનું નસીબ અજમાવે છે પણ સાથે સાથે જમીન પર માલિકી પણ પોતાની જ રાખે છે. તો એવા માણસોનો માલિકીહક્ક શા માટે નાબૂદ ન કરવો જોઈએ ?

ખેતી એટલે જમીનની નોકરી અને પાક એટલે પગાર. જે નોકરી કરે એને પગાર મળે. એણે પોતાના પગારમાંથી અડધો ભાગ બીજાને શા માટે આપવો જોઈએ?

પણ ખેડૂતો પર અત્યારે એમણે પોતે પકવેલા પાકમાંથી અમુક હિસ્સો જમીનમાલિકને આપી

દેવાનો કાયદો લાદવામાં આવ્યો છે. કલેકટરની પદવી મળતાં જો કોઈ મામલતદારી છોડીને ચાલ્યો જાય તો નવા આવનાર મામલતદારે પેલા જૂના મામલતદારને કંઈ રકમ આપવાની હોતી નથી. કોઈ પ્રાથમિક શિક્ષક વધુ કમાણીની આશાએ નોકરી છોડીને ધંધામાં પડે છે ત્યારે એની જગ્યાએ આવતા નવા શિક્ષકને એ શિક્ષકને કંઈ જ ખંડણી આપવી પડતી નથી.

તો પછી ખેતી કરનાર માણસ જ્યારે વધુ કમાણીની આશાએ ખેતી છોડીને વકીલાત કરવા માંડે ત્યારે એની જગ્યાએ આવનાર ખેડૂતે વકીલ સાહેબને ઘેર ખંડણી પહોંચાડવાની? શા માટે? એ ભોળો છે માટે?

### ભાગનું સમર્થન અને મર્યાદા

ના, આ માત્ર ભોળપણને કારણે જ નથી. પણ મૂળ ખેડૂતે એ જમીન પર મહેનત કરી છે, એને સુધારીને તૈયાર કરી છે, એમાં આંબા ને ફણસનાં ઝાડ વાવ્યાં છે. આટઆટલી મહેનત એણે એ જમીન પાછળ કરી છે ત્યારે એને ૨૦-૨૫ વર્ષે એનાં ફળ પણ ચાખવા ન મળે? આ જમીન એણે બીજાના હાથમાં સોંપી ત્યારે એણે પોતે વાવેલાં ઝાડનાં ફળ એને થોડાં થોડાં ચાખવા

આપવાં એ ઉચિત છે. જે પ્રમાણે ઝાડો વિષે વિચાર કરીએ છીએ તે જ પ્રમાણે જમીન વિષે વિચારવાનું.

પણ એનું કંઈક પ્રમાણ નક્કી કરવું જોઈએ. દસ-વીસ વર્ષ મહેનત કરીને જ્યારે એ જમીન બીજાના હાથમાં સોંપાય ત્યારે આનો વિચાર કરવાનો ને ત્યાર બાદ પણ પછીનાં વર્ષોમાં તો એ માંગણી ઓછી જ કરતાં જવાનું. એનો કંઈ યાવચ્ચંદ્રદિવાકરૌ હક્ક નથી લાગતો.

દાખલા તરીકે વેલણકરે એક હોટેલ કાઢી ને એ ખબ પ્રસિદ્ધિ પામી. પછી એ જ જગ્યા વીરકરે લીધી. એની પ્રસિદ્ધિ તો પહેલેથી જ ફેલાયેલી હતી. એટલે હોટલ સુંદર રીતે ચાલવા લાગી. તો હવે વીરકરે વેલણકરને કંઈક વર્ષાસન આપવું એ યોગ્ય છે. પણ તે કાયમ માટે નહિ. ત્યાર પછીની હોટેલની પ્રસિદ્ધિ તો વીરકરના કામ પર આધાર રાખે છે.

એ જ પ્રમાણે જમીનના પાકમાંથી ભાગ આપવો એ પણ અમુક મુદત માટે ઉચિત છે. જો વેલણકર વીરકર પાસેથી હંમેશ મોટી રકમ માગ્યા કરે તો પછી વીરકર આખરે એને એ જ જવાબ આપશે કે, તમારી પ્રસિદ્ધિની મને પરવા નથી. તમને દરેક વર્ષે આટલી મોટી રકમ આપ્યા

કરું એના કરતાં હું મારી પોતાની જ એક સરસ હોટેલ ન કાઢું?

પણ હોટેલ નવી કાઢી શકાય, પણ જમીન નવી મેળવવી એ ઘણું અઘરું કામ છે. કારણ આજે ઘણી-ખરી જમીન માલિકોના કબજામાં છે, ને તેઓ નવી નવી જમીન પણ પૈસાને જોરે ખરીદે જાય છે. આવા સંજોગોમાં બિચારા ગરીબ ખેડૂતને જમીન ક્યાંથી મળવાની હતી? એને માટે તો એક જ રસ્તો છે, ને તે વર્ષોવર્ષ જમીન-દારને ભાગ આપ્યા કરવાનો!

## બળજબરીથી માલિકી મેળવવી

ઘણી જમીન જમીનમાલિકોએ બળજબરીથી પણ મેળવેલી છે. 'જેના હાથમાં લાઠી, તેનું જોર' આ ન્યાયે એમણે ઘણી જમીનો પડાવી છે. યુરોપિયન લોકો-એ આફ્રિકા—અમેરિકાના જુદા જુદા પ્રદેશો પર પોતાનું રાજ્ય સ્થાપ્યું ત્યારે તે પ્રદેશના આદિવાસીઓને પણ પોતાના ગુલામ બનાવી દીધા ને એમની બધી જમીન પોતે કબજે કરી લીધી. હવે જો એશિયામાંથી કોઈ ત્યાં ખેતી કરવા માટે જાય તો એને તોપને મોઢે ચડાવવામાં આવે.

આ રીતે મોટાં મોટાં સામ્રાજ્યો પણ જ્યારે જબરજસ્તીથી માલિકી મેળવે છે, તો પછી નાના

નાના જમીનદારોનું તો પૂછવું જ શું ? ટ્રેન પ્લેટફોર્મ પર આવતાંની સાથે જ જેમ જોરાવર માણસ ધક્કાધક્કી કરીને અંદર પહેલી જગ્યા મેળવી લે છે, તે જ પ્રમાણે સારામાં સારી જમીન જમીનદારો પોતે કબજે કરી લે છે. ત્યાર પછી બાકી રહેલી સાધારણ જમીન ખેડૂતોના હાથમાં આવે છે. કાયદા કરનારા પણ જમીન-માલિકો જ. એટલે તેઓ પોતાને ફાવતો જ કાયદો ઘડવાના. પૈસાદારોએ સારી સારી જમીન મેળવી લીધી અને પછી ખેડૂતોને એ ભાગે ખેડવા આપી દીધી.

### ખરીદનાર

આ વાતનો જવાબ આપતાં કેટલાક કહે છે: 'અમે જમીન જબરજસ્તીથી પણ નથી લીધી અને એ અમને વારસામાં મફત પણ નથી મળી. અમે તો એની પૂરે-પૂરી કિંમત ચૂકવીને એને ખરીદી છે.'

પણ તમે એ કોની પાસેથી લીધી ? ઝૂંટવીને લેનાર માલિક કે વારસાગત મેળવનાર માલિક, બન્ને પાસેથી તમે જે જમીન ખરીદી તે તો સોનીએ ચોરી રાખેલા સોના જેવી હતી. જ્યાં સુધી માલ પકડાય નહિ ત્યાં સુધી જ એમની સલામતી. માલ જપ્ત થયો કે તુરત એને ખરીદનાર પણ આરોપી બન્યો. તે જ પ્રમાણે તમે

આ કિંમત આપીને ખરીદેલી જમીનનું છે. તોપણ ઈશ્વર તમારું રક્ષણ કરે!

તમે પેલા જમીનમાલિકો પાસેથી જમીન ખરીદી એટલે એ કંઈ તમારી થઈ જતી નથી. જમીનનો ખરો માલિક પરમેશ્વર જ છે; તમે જેની પાસેથી જમીન ખરીદી એ કે તમે, બેમાંથી એકે નથી.

## માલિકી નહીં ઇનામ

આ વાત બીજી રીતે સમજાવીએ તો જમીન એ દેવોએ માનવજાતિને આપેલું ઇનામ છે. એટલે આજના જમીનદારો પાસે માત્ર ઇનામ જ છે. ઇનામ કદી ખરીદી શકાય નહીં તેમ જ વેચી શકાય પણ નહીં. એ તો જેને મળે એની પાસે જ રહે. આજે જે ભૂમિહીન મજૂર તરીકે ઓળખાય છે, એ જ ખરી રીતે એ ઇનામના હક્કદાર છે. તમે કદાચ અજ્ઞાનવશ એ ઇનામ વચ્ચેથી પડાવી લીધું હોય તો આજે જ્ઞાનવાન થયા પછી તો તમારે એ પાછું જ આપવું જોઈએ.

## મર્યાદિત માલિકી

આનો અર્થ એ થાય છે કે, હવે કોઈ જમીનનો માલિક નહીં રહે. જમીન એ માણસની માલિકીની વસ્તુ નથી. ભૂમિહીનોને જમીન મળશે તે પણ

માલિકીહક્કે નહિ પણ એમની 'લાયકાત 'ને કારણે. માણસ જ્યાં સુધી એક જમીન પર જાતે ખેડતો હશે ત્યાં સુધી એ જમીન એની પાસે રહેશે. અને એ વેચી શકશે નહીં કે ભાગે પણ નહીં આપી શકે. એ જો બીજો વ્યવસાય કરવા માંગતો હશે તો એ જમીન એની પાસેથી ચાલી જશે.

ટૂંકમાં કહીએ તો 'સબૈ ભુમિ ગોપાલકી' એટલે કે બધી જમીન ભગવાનની, એટલે કે ગામની, એટલે કે સમાજની થઈ જશે. પછી એની યોગ્ય રીતે વહેંચણી કરવામાં આવશે. એમાં પક્ષપાતને સ્થાન નહીં હોય. આજ સુધી જમીન એ પૈસા કમાવાનું સાધન હતી તે હવે નહીં રહે.

### માલિકી વિરુદ્ધ લાયકાત

સામ્રાજ્યશાહી અથવા તો રાજાશાહી પાછળ મૂકીને આપણે લોકશાહીને રસ્તે આગળ વધીએ છીએ. અર્થાત્ હવે માલિકીની જગ્યા લાયકાત લેવાની છે. માલિકી વારસાગત આવે છે, જ્યારે લાયકાત એ આપણી જાતે કેળવવી પડે છે. આજ સુધી રાજાનો દીકરો રાજા, દીવાનનો દીકરો દીવાન, કોટવાળનો દીકરો કોટવાળ ને પટાવાળાનો દીકરો પટાવાળો થતો હતો. આ અન્યાય અત્યાર સુધી ચાલ્યો. કારણ કે

લાયકાત પણ વારસામાં જ ચાલી આવે છે એવી માન્યતા હતી. લાયક પણ વારસો મેળવતો ને નાલાયક પણ વારસો મેળવતો. 'ભલે બ્રાહ્મણ થયો ભ્રષ્ટ, તોપણ તે આ લોકે શ્રેષ્ઠ' આવું હતું. શૂદ્રથી સંસ્કૃત ઉચ્ચાર થાય જ નહીં (એને વેદનો અધિકાર નથી, આટલો જ અર્થ કરવામાં આવતો. કારણ વેદનો અર્થ તો કરાય જ નહીં!), આવી કલ્પના હતી. પણ હવે આ બધી સમજણ ખોટી છે એ સાબિત થઈ ગયું છે. અત્યારે વારસાગત સંપત્તિ ઘણીખરી જગ્યાએ નાબૂદ થઈ ગઈ છે. પહેલાં દેશમુખનો પુત્ર દેશમુખ જ થતો, પણ અત્યારે હવે કલેકટરના છોકરાને કારકુનગીરી પણ સ્વીકારવી પડે છે ને પટાવાળાનો છોકરો પણ કોઈવાર એની ઉપર કલેકટર બનીને આવે છે. લોકશાહી એટલે લાયકાત પ્રમાણે અધિકાર. આ વાત હવે બધા સ્વીકારે છે. માત્ર આ જમીનદારી પદ્ધતિમાં જ હજુ જૂની પ્રથા કાયમ છે. જોકે હવે એના દિવસ પણ ભરાઈ આવ્યા છે.

# દ્રૌપદીની વાર્તા

મારા પહેલા વિવેચન પર કોઈએ આક્ષેપ મૂક્યો કે, ' જેણે પોતે જાતે દુઃખ વેઠીને, પૈસા એકઠા કરીને અથવા તો બીજા પાસેથી કરજે રકમ લઈને હમણાં જ જમીન ખરીદી હોય એવા માલિકોનો આમાં વિશ્વાસ-ઘાત થાય છે. એ ભાડાની ચાલી બાંધત કે શેર ખરીદત, અથવા તો બૅંકમાં પૈસા મૂકત, તો એને નિરાંતે ઉત્પન્ન આવ્યા કરત. ને કંઈ ચિંતા રહેત નહીં. પણ આ તો તમારા ભૂદાનયજ્ઞને કારણે ને સરકારે છઠ્ઠો ભાગ લેવાનું નક્કી કર્યું એને લીધે ને બીજા જાતજાતના કાયદાને કારણે એ બિચારો જો જમીન વેચી નાખવા નીકળે તો કોઈ ખરીદે પણ નહીં. ભાગમાંથી પણ કંઈ મળે નહીં. આને કારણે જમીનદારવર્ગ હવે ધૂંધવાઈ રહ્યો છે.'

ઉપરના આક્ષેપમાં સત્યાંશ છે, એ હું પણ કબૂલ કરું છું. આ નવા કાયદાને પરિણામે કેટલીક મુશ્કેલીઓ

પણ ઊભી થાય છે. એને માટે અમે એ લોકો તરફ સહાનુભૂતિ દર્શાવીએ છીએ, પણ કોઈ પણ જાતના સુધારા માટે થોડું તો વેઠવું જ પડે છે. ક્રાંતિના કામમાં એક વર્ગ તો ધૂંધવાવાનો જ. એવા લોકોને નુકસાન ભરપાઈ કરી આપવાને બદલે ખરી રીતે એમને સાચું માર્ગદર્શન કરાવવું જોઈએ. કાં તો સમાજે એ કામ હાથમાં લેવું જોઈએ, કાં તો સરકારે. આપત્તિમાં આવી પડેલા એ ભાઈઓને એમના એ સંકુચિત સ્વાર્થમાંથી છોડાવવા જોઈએ. દાખલા તરીકે, દારૂબંધીના કાયદાને પરિણામે આજે દારૂ વેચનારનો ધંધો પડી ભાંગ્યો અને તેઓ બેકાર થયા. પણ દારૂબંધીની ચળવળ એમને મારવા માટે નહીં પણ લોકકલ્યાણના ઉદ્દેશને સામે રાખીને કરવામાં આવી હતી. એટલે ખરી રીતે તો એ લોકોએ પણ પોતાનો સ્વાર્થ છોડીને એ શુભ કાર્યનો વિરોધ ન કરવો જોઈએ. જોકે સરકારે ને સમાજે એમને બીજો ધંધો આપવો તો જોઈએ જ. સ્વરાજ્ય મેળવવા માટેના જંગમાં દેશી રાજ્યોનું વિલીનકરણ થયું તેમાં ને અત્યારે ગોવા–મુક્તિના સંગ્રામમાં કેટલા બધા લોકોને કેટલી બધી મુશ્કેલીઓ પડી હશે ? પણ સમાજને સુખી કરવા માટે માણસે પોતાનો સ્વાર્થ બાજુએ રાખીને જોવું જોઈએ. એ જ પ્રમાણે ભદાનયજ્ઞને

કારણે જો કોઈને અગવડ પડે તો એણે પણ વિવેકપૂર્વક એ સહી લેવી જોઈએ.

જમીન એ ખાનગી માલિકીની વસ્તુ નથી, ખરીદવા-વેચવાની વસ્તુ પણ નથી. અત્યારે આ એક નવો વિચાર લાગશે, પણ નવા નવા વિચાર ફેલાતાં જ, સુધારો કે ક્રાંતિ જે કહો તે આગળ પ્રગતિ કરે છે.

દાખલા તરીકે, સ્ત્રી પણ એક સમયે માલિકીની અથવા તો ખરીદવા--વેચવાની વસ્તુ મનાતી હતી પણ અત્યારે એ નથી મનાતી. મહમ્મદ પયગમ્બરના પહેલાંના સમયમાં આરબ લોકોમાં એવો રિવાજ હતો કે બાપના મૃત્યુ પછી પુત્રને એની મિલકતની સાથે સાથે ઘરની બધી સ્ત્રીઓ પણ પત્નીરૂપે મળતી ! આપણી તરફ પણ વિધવા ભાભી સાથે દિયરનાં લગ્ન થાય એવો રિવાજ ચાલતો જ હતો. પાંડવો પણ દ્રૌપદીને જુગારમાં મૂકીને હારી ગયા હતા. તે વખતે દ્રૌપદી એના તમામ સાજ-શૃંગાર સાથે દુઃશાસનના તાબામાં આવી ને માલિકીહકના જોરે ભરીસભામાં એ એને ખેંચી લાવ્યો. પાંડવો ઘણા શૂરવીર હતા, પણ કાયદાથી એમના હાથ બંધાયેલા હતા. કૌરવો પાસે પ્રતિજ્ઞાનો કાયદો હતો. એને કારણે પાંડવો લાચાર થઈને બેઠા હતા. તે વખતે દ્રૌપદીએ ઈશ્વરી કાયદાને સંભાર્યો. ભગવાન શ્રી

કૃષ્ણુ દોડી આવ્યા અને એમણે જુગારમાં થયેલી પ્રતિજ્ઞાનો ભંગ કરીને દ્રૌપદીને એના પતિને સ્વાધીન કરી.

તે જ પ્રમાણે આ જમીન એ આપણી માતા છે. ખેડૂતો એના પુત્ર છે. આ પુત્રોએ કદાચ પેટને માટે કે વ્યસનને માટે કે જુગારમાં થયેલું કરજ ચૂકવવા એને શાહુકારને ત્યાં વેચી નાખી. શાહુકારે એના પર વિધિસર માલિકી જમાવી. પણ એ પોતાના છુટકારા માટે ભગવાનના દરબારમાં ધા નાખી રહી છે.

આજે તો કંઈ ભગવાન વૈકુંઠમાંથી ગરુડ પર બેસીને નથી આવવાના, પણ સજ્જનોનાં હૃદય એ જ પરમેશ્વરનું નિવાસસ્થાન છે. મનુષ્યમાત્ર સજ્જન છે. શાહુકારના હૃદયમાં પણ ભગવાન સૂતેલો જ છે. એ ભગવાનને જગાડવા માટે અમે પોકાર પાડીએ છીએ. અમારી ભક્તિ જો સાચી હશે તો ભગવાન દોડીને આવી પહોંચશે ને ભૂમિમાતાને છોડાવશે.

હિમાલયમાં પંગવાલ નામની એક આદિવાસીઓની નાનીસરખી જમાત છે. ત્યાં સ્ત્રી-પુરુષનું પ્રમાણુ એ પ્રકારનું છે, કે તેર પુરુષે બાર સ્ત્રીઓ વહેંચી શકાય. તે ઉપરાંત બહુપત્નીત્વનો રિવાજ પણ ચાલુ છે. એને પરિણામે થોડાક જ પુરુષો પરણી શકે છે અને બાકી-

નાને ફરજિયાત બ્રહ્મચારી બનવું પડે છે! આને કારણે અનાચાર અને અનર્થ ઊભા થાય જ. એમના ઘરડેરા-ઓએ આ પદ્ધતિથી ઉત્પન્ન થતાં અનિષ્ટોની એક સૂચિ કહી સંભળાવી.

સ્ત્રીઓની ખોટી વહેંચણીથી જેમ અનર્થ થાય છે તે જ પ્રમાણે જમીનની ખોટી વહેંચણીથી પણ અનર્થ જ થાય છે. આપણે ત્યાં તેલંગણામાં એ અનર્થ દૂર કરવા માટે એટલા જ અનર્થકારક પ્રયોગો ચાલી રહ્યા હતા, પણ ભારતના સદ્‌ભાગ્યે વિનોબાના દિલમાં ભૂદાન-યજ્ઞ પ્રગટ્યો અને એમણે દરેકને એક કલ્યાણકારી માર્ગ દેખાડ્યો.

## ગુલામગીરીનું આખ્યાન

સ્ત્રી જેમ એક કાળે વેચાણની વસ્તુ હતી, તે જ પ્રમાણે માબાપને મન બાળકો સુદ્ધાં વેચાણની વસ્તુ હતાં. ગુલામગીરીની પદ્ધતિ આમ જ શરૂ થઈ. એક ગરીબ માણસને ઢગલો છોકરાં છે. એ બધાંને એ શું ખવડાવે? ત્યારે એ માણસ વિચાર કરે છે કે, આમાંથી એકને વેચી નાખું તો એના પૈસામાંથી જે અનાજ આવે એમાંથી બાકીનાનું પેટ ભરાય અને પેલું વેચાયેલું બાળક પણ તે ઘરે ખાવા પામે. આમ હિસાબ કરીને એ ગરીબ માબાપ પોતાના છોકરાને શાહુકારને ત્યાં વેચે છે.

આ સોદો બન્ને પક્ષે ફાયદાકારક જ છે. બાપને પૈસા ગમે છે. વેચાયેલું છોકરું પણ અનાજ ભેગું થાય છે. તે ઉપરાંત કપડાંલત્તાં, માંદાં પડતાં દવા–દારૂ, કશાની

ખામી રહેતી નથી. શાહુકારને સાવ નજીવી કિંમતે એક, એક શા માટે, દરેક પેઢીએ એકના પાંચ, પાંચના પચીસ, ને પચીસના સો એવા વધ્યે જ જતા ગુલામ મળે છે! એટલે ગુલામને ખૂબ ખવડાવી-પિવડાવી એ હૃષ્ટપુષ્ટ બનાવે છે. આપણે બળદની જેટલી કાળજી લઈએ તેટલી જ એ ગુલામની કાળજી લે છે! એનાં લગ્ન પણ કરાવી આપે છે. પછી જ્યારે પોતાની પાસે વધુપડતા ગુલામો થઈ જાય છે ત્યારે એ એમાંથી કેટલાકને વેચી કાઢે છે. એમાંથી પણ એને પૈસા મળે છે. ઘણા માલિકો એવા છે કે તેઓ ગુલામોની બહુ કાળજીપૂર્વક સંભાળ લે છે, અને ગુલામો પણ એમની ઉપર ખૂબ ભક્તિભાવ રાખે છે ને મન દઈને કામ કરે છે.

આ ગુલામગીરીની પદ્ધતિ વર્ષો સુધી સુખપૂર્વક ચાલી. એણે ઘણી પ્રગતિ કરી અને એ ચારે બાજુએ ફેલાઈ. ગુલામોની મોટા પ્રમાણમાં ખરીદી ને વેચાણ ચાલ્યા કરતાં. એમની ખરીદી ને વેચાણ કરનાર દલાલ પણ રહેતા. એમનો આંતરરાષ્ટ્રીય વેપાર ચાલતો.

પણ કેટલાક સમય પછી આ ધંધાની પડતી અવસ્થા શરૂ થઈ. માલિક પોતાના બે–ચાર ગુલામો તરફ પ્રેમપૂર્વક વર્તતો, પણ દલાલોને પ્રેમ રાખવાની

શી જરૂર ? તે ઉપરાંત ગુલામોમાં પણ થોડીઘણી સમજણુ આવી હતી. પોતાના દાદા—બાપા કેવી રીતે ભૂખે મરતા વેચાયા હતા એ આ નાનાં છોકરાંને ગળે નહોતું ઊતરતું. તેઓ તો હિસાબ કરવા લાગ્યા : મારા દાદાને ૯૦ વર્ષ પહેલાં ૪૦ રૂપિયામાં વેચાતા લેવામાં આવ્યા. પહેલાં એક, પછી પાંચ, ને અત્યારે અમે કુલ પંદર માણસો રાત—દિવસ માલિકનું કામ કરીએ છીએ. હંમેશની અમારી બે આનાની કમાણી ગણીએ તોપણ આ ૯૦ વર્ષમાં એ ૪૦ રૂપિયા ભરપાઈ થયા કે નહીં ? અમે બધા શું મફતના કુટાઈ મરીએ છીએ ? આમ વિચાર કરીને તેઓએ કામમાં ગોટા વાળવા માંડ્યા. એટલે શાહુકારને ગુલામો મોંઘા પડવા લાગ્યા. ગુલામો કરતાં તો રોજ પર આવતા મજૂરો સારા એમ એ લોકોને લાગવા માંડ્યું. 'આ લોકો ખાય રૂપિયાનું, કામ કરે બાર આનાનું ને એમની પર દેખરેખ રાખવા માટે પાછો તેર આનાનો ખર્ચ કરવો ! એના કરતાં તો એમને માટે ખર્ચેલા પૈસા પાણીમાં ગયા એમ સમજીશું. હવે તો એ અહીંથી ભાગી જાય તો સારું !' આમ તેઓ વિચારવા લાગ્યા. પણ એ તો ભાગતાયે નથી ને કામેય નથી કરતા ! સમુદ્રમાર્ગે એમને બીજા દેશોમાં વેચવા લઈ જતી વખતે ઘણા ગુલામો જીવ પર

ઉદાર થઈને સમુદ્રમાં સમાધિ લેતા. એમના હાથપગમાં બેડી હોવાને કારણે તેઓ સીધા સમુદ્રને તળિયે જ જઈને બેસતા. એટલે એમને બચાવવાનો કોઈ ઉપાય રહેતો નહીં. આને કારણે દલાલો પણ હવે ગુલામોનો વેપાર કરતા ગભરાતા.

આ બાજુ સહૃદય માલિકો અને અમારા જેવા—ખાસ કરીને સમાજસુધારકો—થી પણ ગુલામોની આ પરવશતા દેખી જતી નહોતી. ઘરે ગુલામોની સંખ્યા વધી જતી ત્યારે માલિક કેટલાક ગુલામોને બજારમાં વેચવા કાઢતો. જુદા જુદા બે ગ્રાહક આવીને બે ભાઈઓને જુદી જુદી દિશામાં દોરી જતા ને બળદના જેવો જ વ્યવહાર કરતા. પણ બળદ પોતાના ભાઈને પણ નથી ઓળખતો. એમની મા પણ પોતાના વાછડાને દૂધ છોડતાંની સાથે જ ભૂલી જાય છે. પણ માણસમાં એવું નથી. એમનામાં કુટુંબ-પ્રેમ હોય છે. બજારમાં વેચાવા જતો ગુલામ ને એની મા એકબીજાંને ભેટીને ધ્રુસકે ધ્રુસકે રડતાં હોય છે. 'હવે તો ફરી આ જન્મમાં એકબીજાનું મોઢું જોવા નહીં મળે' આ વિચારે એમના ધ્રુસકા બંધ થતા જ નથી. એમના એ ધ્રુસકા સાંભળીને આજુબાજુના સહૃદયી લોકોનાં દિલ પીગળી જાય છે અને આ

ગુલામગીરીની પાપી પ્રથા નષ્ટ થવી જ જોઈએ એમ તે પોતાના મન સાથે નક્કી કરે છે.

આ રીતે ગુલામગીરીનું આયુષ્ય ટૂંકું થયું. માલિકને પણ એ આર્થિક દૃષ્ટિએ નહોતું પરવડતું ને પારમાર્થિક દૃષ્ટિએ પણ નહોતું પરવડતું! ખુદ ગુલામોને એમની ગુલામગીરી કેટલેક અંશે સદી ગયેલી હતી. નિયમિત કામ, પેટ ભરીને ખાવાનું, પહેરવા માટે કપડાં, કોઈ જાતની ચિંતા નહીં! અમેરિકામાં તો જ્યારે ગુલામગીરીની કાયદાએ મનાઈ કરી ને માલિકોએ ગુલામોને રજા આપી, ત્યારે અનેક ગુલામો રડેલા સુધ્ધાં. આખી જિંદગી જેણે બીજાના આશ્રયે કાઢી છે એને પોતાની સ્વતંત્રતાથી ડર લાગવા માંડ્યો. ક્યાં રહેવું? શું ખાવું? આ બધી હવે પંચાત કરવી પડશે! જિંદગી આખી જે બળદે આપણી ધૂંસરી નીચે કામ કર્યું છે એ બળદને આપણે એક દિવસ કહીએ કે 'હે નંદી, આજ સુધી મેં તારા ખાંધે ધૂંસરી મૂકીને તને ગુલામ પ્રમાણે રાખ્યો, પણ હવે મને એનો પશ્ચાત્તાપ થાય છે. આજે ૨૬મી જાન્યુઆરીએ સ્વાતંત્ર્યદિન છે. એટલે આજથી તું સ્વતંત્ર છે. તને ફાવે ત્યાં ફર, ચર ને મજા કર. મારું તારી પર હવે કાંઈ જ બંધન નથી. મારે જ્યારે તારી જરૂર પડશે ત્યારે તને રોજે બોલાવીશ. તને પર-

વડે તો આવજે. નહીં તો ના પાડજે.' તો પછી એ ક્યાં જાય? આખો દિવસ આમતેમ ભટકીને સાંજે એ પોતાની ગમાણમાં જ આવીને ઊભો રહેશે. એવું જ ગુલામોને પણ થયું. એટલે એમને જે મુક્તિ આપવામાં આવી તે એમના શરીરસુખ માટે નહીં, ભૂતદયાથી પણ નહીં, પણ માનવતાના તગાદાથી આપી. મુક્તિ ગુલામોને નહીં પણ માલિકોને જ મળી!

ભાગે જીવતા માલિકોને મારે એ જ સમજાવવાનું છે કે, આ ભૂદાનયજ્ઞ એ કંઈ તમારી પાસેથી કશું ઝૂંટવી લેવા માટે ઉપાડવામાં નથી આવ્યો, પણ એ તો તમારી પાસેથી લેવાને બદલે તમને દેવા માટે આવ્યો છે; તમને મુશ્કેલીઓમાં મૂકવા નહીં પણ ઉગારવા માટે આવ્યો છે.

કાળ ઝડપભેર બદલાતો જાય છે. કાળની સાથે સાથે માણસ પણ બદલાતો જાય છે. ખેડૂતો પહેલાંના જેવા રહ્યા નથી, માલિકો પણ પહેલાંના જેવા રહ્યા નથી ને દુનિયા પણ પહેલાંના જેવી રહી નથી. પહેલાં જે શોભતું હતું, સુંદર લાગતું હતું ને સુવિધાજનક પડતું હતું તે હવે બધું બદલાઈ જવાનું છે.

ગુલામગીરી સમાપ્ત થઈ. એની જગ્યાએ મજૂરો આવ્યા. મજૂરી કરવામાં જવાબદારી તો પહેલાંના જેટલી

જ રહી, માત્ર પહેલાંનું સુખ રહ્યું નહીં. ધૂર્ત માલિકોએ ગુલામોને ફેંકી દીધા—મોટો ભાઈ જેમ નાના ભાઈને ફેંકી દે છે તેમ જ. પણ એને ખેડી ખાવા જેટલી જમીન પણ ન આપી. એમણે તો માત્ર પોતાનો સ્વાર્થ જોયો. ખેડૂતોને દર વર્ષે ભાગ આપવાનો ઠરાવીને જમીન ખેડવા આપી. પહેલાં તો ગુલામોના પેટની ચિંતા માલિકોએ જ કરવી પડતી, પણ હવે તો એણે ખાધું છે કે ભૂખ્યો છે એની ચિંતા માલિકને રહી જ નહીં. ખેતી કરવી પરવડે કે ન પરવડે, પાક થાય કે ન થાય, માલિકોને ભાગ આપવો જ પડે. ખેતમજૂરોને ગુલામીનાં જોખમ બધાં જ ખેડવાં પડતાં, જ્યારે સુખ નામમાત્ર નહીં. ગુલામોને સ્વતંત્રતા મળી ખરી, પણ એ સ્વતંત્રતા જીવવા માટે નહીં પણ ઉપવાસ કરીને મરવા માટે મળી હતી!

દરેક માલિકને પૂછશો તો એ તો એમ જ કહેશે કે, હું મારા ખેડૂત પ્રત્યે બહુ માયામમતા રાખું છું, એને ફાવે તેટલી છૂટછાટ મૂકું છું, પણ ખેડૂતો જ વાંકા ચાલે છે. પહેલાંના જમાનામાં એ જ અમને પૂછવા આવતા કે, 'ભાગ લેવા ક્યારે આવો છો? ભાગ લઈને મને છુટ્ટો કરો. નહીં તો ભાગમાં આપવા માટે રાખેલા દાણા મારા ઘરમાં જ વપરાઈ જશે.' પણ અત્યારે તો

અમે જ્યારે ભાગ લેવા માટે જઈએ છીએ ત્યારે ખેડૂતો મોઢું સુદ્ધાં દેખાડતા નથી. ચાર ચાર દિવસ સુધી આખા ગામમાં ફરીએ છીએ ને પછી ખાલી હાથે ઘેર આવીએ છીએ.

સ્વાભાવિક છે. પહેલાં ખેડૂત માલિકના અન્ન પર નભતો હતો, પણ હવે તો માલિક જ ખેડૂતના અન્ન પર નભે છે, એ વાત આ દયાળુ ને અજ્ઞાની માલિકો ભૂલી જતા લાગે છે! માલિક કહે છે: 'હું દયાળુ છું.' ખેડૂત કહે છે: 'એ લૂંટારો છે. મેં અને મારા ઘરના માણસોએ રાતદિવસ કાળી મહેનત કરીને અનાજ ઉગાડ્યું અને હવે હું એ મારા છોકરાના મોઢામાંથી ઝૂંટવી લઈ માલિકના ઘરમાં ઢગલો કરી આવું? મારા દાદાએ બળદ લેવા માટે શાહુકાર પાસેથી રૂપિયા લીધા, એના પર વ્યાજ ચઢાવી ચઢાવીને છેવટે એ કરજમાં શાહુકારે મારું આ સોના જેવું ખેતર પડાવી લીધું ને મને ખેતમજૂર બનાવ્યો. અત્યાર સુધીમાં કંઈ નહીં તોય ભાગ પેટે મેં એને ૪૦૦૦ રૂા. આપ્યા હશે. ક્યાં ૪૦ ને ક્યાં ૪૦૦૦?

આજે ઘણા જમીનમાલિકોને પૂછશો કે તમારો ધંધો કયો? તો કહેશે કે શાહુકારગીરી. કાગળ-પત્ર,

ઉતારા, નકલો, સમન્સ, કોર્ટ–કચેરીના કજિયા, આ બધી બાબતોમાં તેઓ રચ્યાપચ્યા રહે છે ને ખેડૂતનો જીવ પડીકે બંધાય છે. આ બધું શા માટે? નાના સરખા કરજના વ્યાજમાં પૈસા વધ્યે જતાં જમીન લખી આપીને પછી જિંદગીભર એ જમીન પર મજૂરી કર્યા કરવી એ ઘણાખરા ખેડૂતોનું જીવન છે. પણ હવે ખેડૂતો જાગ્યા છે. તેઓ પોતાના હક્કો માગ્યા સિવાય રહેવાના નથી. પછી તે મને આપો કે કમને. બીજા દેશોના જેવી લોહિયાળ ક્રાંતિ ન થાય ને પ્રેમથી આ આખો સવાલ ઊકલે એને માટે ભૂદાનયજ્ઞ છે.

### નિઃશૂદ્ર પૃથ્વી

આજ સુધીમાં માનવજાતિનો ભિન્ન ભિન્ન વંશોમાં, બુદ્ધિમાં, ભાવના ને કર્તૃત્વમાં ભિન્ન ભિન્ન રીતે વિકાસ થયો છે. ઓછાવત્તા વિકાસ પ્રમાણે તે અવસ્થામાં માલિક ને ગુલામ, જમીનદાર ને ખેડૂત, મુકાદમ ને મજૂર, રાજા ને પ્રજા, એ પ્રમાણે સંબંધો થયા છે. પણ આજનો યુગ સમાનતાનો છે. બંધુત્વ અને સહકાર્યનો છે. હવે કોઈ જાતની વિષમતા પોષાઈ શકશે નહીં. આપણા આ નાના ભાઈઓ અત્યારે સજ્ઞાન થયા છે ને એમનો હક્ક માગી રહ્યા છે. ઉપલા વર્ગે એ સમજીને આપી દેવો જોઈએ. ગરીબોને જેમ ગરીબી અસહ્ય લાગે

છે તેમ શ્રીમંતોને પણ એમની શ્રીમંતાઈ અસહ્ય જ લાગવી જોઈએ. જ્યારે પોતાના આટલા બધા ભાઈઓ-ને બે ટંક પેટપૂરતું ખાવા પણ નથી મળતું ત્યારે માત્ર ગણ્યાગાંઠ્યા લોકો શી રીતે અમનચમન ઉડાવી શકે?

મારી એ દૃઢ પ્રતિજ્ઞા છે કે, પૃથ્વી નિઃશૂદ્ર થવી જોઈએ. શુદ્ર એટલે દાસ. હવે એ દાસત્વને આપણે જડમૂળથી ઉખેડી નાખવું જોઈએ. ઘાંચી, મોચી, સુતાર, ચમાર એ બધા જ આપણા ભાઈઓ છે. તેઓ જાતે દાસત્વ સ્વીકારવા રાજી હશે તોપણ હું એમને સ્વીકારવા દેવાનો નથી. કારણ મારે સમાજના અંગ પર દાસત્વનો ડાઘ જોઈતો નથી. ઉચ્ચ કોમ એ પણ એક જાતનું કલંક જ છે. આ ભંગી છે એમ સાંભળીને જ જો કોઈ એના તરફ તિરસ્કારથી જુએ તો જરૂર એને ક્રોધ ચડવાનો જ. તે જ પ્રમાણે હું બ્રાહ્મણ છું એમ સાંભ-ળીને જો કોઈ મારી તરફ માનપૂર્વક જુએ તો મને એ અપમાન જ લાગે. કારણ મારા વ્યક્તિત્વની કાંઈ જ કીમત નથી એવો એનો અર્થ થયો!

આજના સમાનતાના યુગમાં કોઈ ઊંચું કે નીચું નહીં ગણાય.

મનુષ્યમાત્રમાં પરમાર્થભાવના રહેલી છે. એ પરમાર્થ-ભાવના ખેતમજૂરને ખેતમજૂર રહેવા દેવા તૈયાર નથી.

અમારી ગોપુરીમાં લોકો કામ માગવા આવે છે. એમને હું કહું છું, કે તમે અમારી સાથે કામ કરો. નહીં તો હું તમને સ્વતંત્ર જમીન આપું છું, એમાંથી અમને કંઈ પણ ભાગ આપ્યા સિવાય તમે જેટલું પકવો તેટલું ખાઓ. પણ અમારે મજૂર નહીં જોઈએ. સારાંશ, પારમાર્થિક દૃષ્ટિએ પણ માલિક–મજૂરનું યુદ્ધ અટકવું જોઈએ. અને અત્યારે એવો સમય આવ્યો છે કે, માલિકોનો સ્વાર્થ પણ એમાં જ છે. ખેડૂતો પાસેથી જેમ ભાગ લેવામાં આવે છે અને એમને ભાગે કશું રહેતું નથી, તેમ મજૂરોને એટલી ઓછી મજૂરી મળે છે કે એમને પણ ભૂખે પેટે જ કામ કરવું પડે છે. માટે બંધુતા ને સહકાર એ જ આ પરિસ્થિતિનો ઉકેલ છે. માલિકોને જોઈએ છે કામ, જ્યારે મજૂરોને જોઈએ છે દામ. એટલે પછી બન્નેની કુસ્તી જામે છે. ખરી રીતે માલિક ને મજૂર બન્ને સમાન થઈ જવા જોઈએ. માલિકોએ પણ હવે કંઈક કામ કરવું જોઈએ ને મજૂરોને એમની આવશ્યકતાઓ પૂરેપૂરી મળવી જોઈએ.

### વ્યાજખોરી

આપણે પાછળ જોઈ ગયા કે, જમીનમાલિકીનો એક પ્રકાર બળજબરીનો છે. પહેલાંના જમાના પ્રમાણે 'લાઠી તેનો માલ' એ ન્યાયે એનું કામકાજ ચાલે છે.

વિજયી રાજા પોતાના સરદારોને ખુશ થઈને બક્ષિસો આપે છે. કોઈને દેશમુખ, કોઈને દેસાઈ, કોઈને ઇનામદાર, આવી આવી પદવીઓ આપે છે. પછી એ બધા પદવીધરો પોતપોતાના પ્રદેશમાં પોતાની સત્તા સ્થાપીને મનગમતો કર વસૂલ કરે છે. જમીનોની માલિકીમાં આ બાબત અગત્યનો ભાગ ભજવે છે.

આ સિવાય એક બીજો પણ પ્રકાર છે, જેને કારણે જમીનો ધીરે ધીરે ખેડૂતો પાસેથી ચાલી ગઈ. એ પ્રકાર છે વ્યાજખોરીનો. થોડું થોડું કરજ લઈને એ રકમ પાછી વાળવાની બિનજવાબદારીએ ધીરે ધીરે ખેડૂતોની જમીન શાહુકારો પાસે કેવી રીતે ચાલી જાય છે એનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે.

ખેડૂતોને ઉનાળાના દિવસોમાં દાણાની તૂટ પડતાં એ શાહુકારો પાસેથી ઉછીનું અનાજ ને પૈસા લઈ આવે છે. એક રીતે જોવા જઈએ તો અનાજ ને પૈસા ઉછીના આપવાની આ જાતની મદદ કંઈ ખોટી ન ગણાય. પણ એની પાછળ જે સ્વાર્થવૃત્તિ છુપાયેલી છે તે સત્યાનાશ વાળે છે. પોતાના પાડોશીને દુઃખને વખતે મદદ કરવી એ દરેક માણસની ફરજ છે. શાહુકારો ખેડૂતોને એમના કપરા કામમાં મદદ કરે છે, પણ સાથે સાથે પોતાનો સ્વાર્થ પણ ઘણા મોટા પ્રમાણમાં સાધી લે છે.

તેઓ સવાયું આપવાનું કરીને અનાજ આપે છે. હવે જે ખેડૂતને પહેલે વર્ષે એક મણની તૂટ પડે છે, તેને પાક લણતાંની સાથે જ એમાંથી સવા મણ અનાજ કાઢી આપવું પડે છે. પરિણામે એને બીજે વર્ષે સવાબે મણની તૂટ પડે છે ને ઉપરથી પાછું વ્યાજ પણ ભરવું પડે છે. ત્રીજે વર્ષે ત્રણ મણની તૂટ પડે છે ને ઉપરથી વ્યાજ આપવાનું બાકી રહે છે. આ પ્રમાણે વર્ષોવર્ષ ચાલતાં આખરે દેવા પેટે શાહુકાર એની જમીન લઈ લે છે ને વ્યાજ પેટે એણે વર્ષોવર્ષ ભાગ આપવો પડે છે. જ્યારે પોતાનું જ ખેતર હતું ને બધો પાક પોતાને જ લણવાનો હતો તોય જેનું પૂરું નહોતું થતું તેને હવે એટલા જ પાકમાંથી પાછો ભાગ આપવો શી રીતે પોસાય? એટલે એને બળદ પણ વેચી જ નાખવા પડે છે ને છેવટે એનાં બાળકો પણ વેચવાનો વારો આવી લાગે છે ને આ રીતે એ ખેતમજૂર બની જાય છે. પેલી બાજુ શાહુકાર જાતે તો આટલી બધી એકઠી કરેલી જમીનને ખેડી શકતો નથી જ, એટલે એ ખેતી બધી ભાગે આપી દે છે. ધીરે ધીરે એને શહેરનું આકર્ષણ થાય છે એટલે એ ત્યાં જઈને વસે છે. ત્યાં પણ એ ધંધામાંથી પુષ્કળ પૈસા પેદા કરે છે. પેલી બાજુએ જમીનોના ઉત્પન્નમાંથી પણ એને ભાગ મળતો હોય છે. એ ઇચ્છે તો પોતાના છોકરાઓને

બૅરિસ્ટર બનવા વિલાયત પણ મોકલી શકે છે. છોકરો વિલાયતથી પાછો આવીને કંઈ ઓછો એ ભાગ–બાગની માથાકૂટ કરવાનો હતો ? એટલે એ તે કામને પોતાના ગુમાસ્તાને સોંપી દે છે. અથવા તો પછી કોઈ બીજા શ્રીમંત માણસને સારા એવા પૈસા લઈને એ બધી જમીન વેચી નાખે છે. આ રીતે જમીન ખેડૂતો પાસેથી શાહુકાર પાસે અને શાહુકાર પાસેથી પછી શ્રીમંતો-જમીનમાલિકોની પાસે જાય છે.

વ્યાજખોરી માણસને પગે એટલી મજબૂત ચૂડ ભરાવે છે કે એ ધારે તોપણ એમાંથી કદી છૂટી શકતો નથી.

ખરી રીતે તો શાહુકારે ખેડૂતોને એમના દુઃખમાં મદદ કરવા થોડી રકમ વિના વ્યાજે ધીરવી જોઈએ. અલબત્ત, એમને દારૂ, જુગાર કે ખોટાં લગ્ન - મરણના ખર્ચ માટે રકમ ન જ ધીરવી જોઈએ, પણ કૂવો ખોદવા માટે કે બળદ ખરીદવા માટે જ રકમ આપવી જોઈએ.

શોષણ એટલે કે વ્યાજખોરની શાહુકારીનો બધા ધર્મમાં નિષેધ છે. ઇસ્લામમાં તો ખાસ. ઉપનિષદમાં પણ 'શમલં કુસીદમ્–વ્યાજ એ પાપ છે' એમ કહેવામાં આવ્યું છે. ખ્રિસ્તી ધર્મમાં પણ વ્યાજનો નિષેધ કરવામાં

આવ્યો છે. એટલે જ યુરોપમાં યહૂદી લોકો તરફ એમના વ્યાજવટાવના ધંધાને કારણે તિરસ્કારની દૃષ્ટિએ જોવામાં આવે છે.

સામાન્ય માણસને બે પૈસા એકઠા કરવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે, પણ એનું પ્રમાણ સચવાવું જોઇએ. કારણ કે પૈસા પોતાની પાછળ પાછળ વિલાસ, આળસુપણું ને વ્યસનોને ખેંચી જ લાવે છે. ગરીબી એટલે ખાવાપીવાની ને પહેરવા-ઓઢવાની પ્રાથમિક આવશ્યકતાઓ પણ પૂરી ન મળતી હોય તે અવસ્થા. પણ કંઈ પણ કામધંધો કરવાની જરૂર ન પડે એટલી સંપત્તિ એ પણ એક મહાદુઃખ જ છે. જેના બાપે રાતદિવસ એક કરીને પૈસો એકઠો કર્યો હોય છે તેના દીકરા ઉડાઉ ને વ્યસની જ નીકળે છે; એટલે છોકરાઓને સંપત્તિ વારસામાં આપી જવી એનો અર્થ તો એ જ છે કે, એમને નર્કનો પાસ કઢાવી આપવો. જે બાપ પોતાના પુત્રને નિર્જીવ સંપત્તિ નહીં પણ વિદ્યા, ચારિત્ર્ય ને પુરુષાર્થનો વારસો આપી જાય છે, એ જ એનો ખરો હિતકર્તા છે. આપણે જેને પ્રેમ કહીએ છીએ તે તો માત્ર મોહ જ હોય છે. અને આવો મોહ છોકરાનો વિનાશ જ કરે છે.

પોતાનાં પૂર્વપુણ્યો પર કે પૂર્વજોનાં પુણ્યો પર આ જન્મે સુખ ભોગવવું અથવા તો ઠાઠમાઠથી રહેવું એ એક જાતની પોતાની નાલાયકી સાબિત કરવા જેવું છે. વૃદ્ધ માણસે પણ પોતાની જાતમહેનતથી જ ખાવું જોઈએ એ ઉત્તમ પક્ષ, પોતાની યુવાન વયમાં કરેલી મહેનત પર જીવવું એ મધ્યમ પક્ષ અને બાપદાદાની સંપત્તિ પર જીવવું એ અધમ પક્ષ. તાજું ખાવું એ ઉત્તમ પક્ષ, સવારનું સાંજે ખાવું એ મધ્યમ પક્ષ, અને કાલનું આજે ખાવું એ તો માત્ર દરિદ્રતા જ છે.

ભાગનું કે વ્યાજનું ખાવું એ આવી જાતનું વાસી અન્ન ખાવા જેવું છે. એ પથ્યકર નથી હોતું, અપથ્યકર જ હોય છે. પોતાનું હિત ઇચ્છનાર ધર્મનિષ્ઠ માણસ આવો વ્યાજખોરીનો ધંધો કદી નહીં કરે. એ તો પોતાની પાસે વ્યાજમાં લેવામાં આવેલી જમીનો હશે એ પણ એના મૂળ માલિકને પાછી સોંપશે.

# પ્રશ્ન, શંકા, આક્ષેપ

સ. જમીન જ શાથી ?

વ્યાજ અને ભાગ જો એક જ જાતના છે, તો તે જ પ્રમાણે જમીનની માલિકીની માફક જ ખાનગી માલ-મિલકતના પણ એવા જ પ્રકારો છે. તો પછી તમારો આગ્રહ માત્ર જમીનને માટે જ શાથી છે? સંપત્તિ માટે કેમ નથી ?

જવાબ :

સંપત્તિ પર પણ બંધનો તો છે જ. ને હવે વધુ ને વધુ આવતાં જશે. ભાગના નિયંત્રણ પ્રમાણે હવે ભાડાના નિયંત્રણનો પણ કાયદો છે જ, 'સબૈ ભૂમિ ગોપાલકી' પ્રમાણે 'સબ સંપત્તિ રઘુપતિ કી આહી' એમ જ વિનોબાજી કહે છે. તે ઉપરાંત ભૂદાનયજ્ઞની પાછળ જ સંપત્તિદાનયજ્ઞ પણ શરૂ થયો જ છે.

તોપણ જમીનવહેંચણીનો પ્રશ્ન વિશેષ મહત્ત્વનો છે. કારણ કેઃ—

(ક) જમીન ઈશ્વરનિર્મિત છે. માણસને એ સહેજે મળી છે. જ્યારે સંપત્તિ, ઘર, દાગીના, વાસણ વગેરે સામાન માણસે પોતાની મહેનતે મેળવેલો છે.

(ખ) જમીન મર્યાદિત પણ છે. સંપત્તિ બીજી રીતે વધી શકે છે, પણ હવે બિનવારસી (એટલે કે જેની પર કોઈનો હક્ક ન હોય તેવી) જમીન રહી નથી. છે તેની જ વહેંચણી કરવાની છે.

(ગ) જમીન એ પ્રતિષ્ઠાનું સાધન છે. જમીનદારોને જેટલી પ્રતિષ્ઠા મળે છે તેટલી પૈસાદારોને નથી મળતી.

(ઘ) જમીન વહેંચી શકાય છે, પણ બીજી સંપત્તિની માફક એના ભાગ નથી પડી શકતા.

(ઙ) સંપત્તિને જે રીતે ચોરી, આગ, પાણી વગેરેનો ભય હોય છે તે જમીનને કદી હોતો નથી.

(ચ) જમીન સાથે માણસને દિલથી પ્રીત બંધાઈ હોય છે. એ જીવ આપશે પણ પોતાની જમીન નહીં આપે. એટલે જ્યારે આપણે ભૂમિને માતા કહીને

પોકારીએ છીએ ત્યારે એનો પ્રસાદ બધાં જ બાળકોને મળવો જોઈએ.

(૭) ખેતી એ સર્વશ્રેષ્ઠ વ્યવસાય છે. બીજા વ્યવસાયો એકાંગી અને કંટાળારૂપ હોય છે. પણ ખાનારને જેમ ભાતનો, તેમ ખેડૂતને ખેતીનો કદી કંટાળો આવતો નથી. આ શ્રેષ્ઠ વ્યવસાય જ બધાંને વહેંચી આપવો જોઈએ.

સ. ભૂદાન કોણ કેટલું આપે ?

એક એકર પીતની ને ચાર એકર સૂકી જમીન પાંચ છ માણસના કુટુંબને પૂરતી થઈ રહે.

રત્નાગિરિ જિલ્લામાં ૧૭॥ લાખ એકરે વસ્તી છે. અને ક્ષેત્રફળ લગભગ ત્રીસ લાખ એકર છે તોપણ સારી-ખરાબ જમીનમાંથી ખેતી લાયક જમીન લગભગ તેર લાખ એકર જ છે એવો અંદાજ છે અર્થાત્ પાંચછ માણસના કુટુંબને પાંચ એકર જમીન આપીને આપણે આ તેર લાખ એકર જમીનમાંથી બહુ બહુ તો ચૌદ લાખ માણસને સમાવી શકીએ અર્થાત્ જમીનની સમાન વહેંચણી કરવામાં આવે તો આથી વધુ જમીન ભાગે આવે નહીં. એટલે જેની પાસે વધુ જમીન છે એણે પોતાની જમીનનો છઠ્ઠો ભાગ ભૂદાનમાં આપવો.

જેમની પાસે પૂરતી જમીન છે ને જેમને પોતાના નિર્વાહનું બીજું સાધન પણ છે તે લોકોએ છઠ્ઠા ભાગથી વધુ જમીન આપવી જોઈએ. તોપણ જમીનવહેંચણીના તત્ત્વને સમજીને પ્રથમ પ્રયત્ન તરીકે એમણે છઠ્ઠો ભાગ આપ્યો હોય તો તે પણ ઉચિત જ છે.

જેમની પાસે થોડીક જ જમીન છે એમણે નૈવેદ્ય-રૂપે એમાંથી થોડી જમીન આપી તે પણ યોગ્ય છે. કારણ ભૂદાનયજ્ઞના પરિણામે એમને વધુ જમીન મળવાની છે. તોપણ થોડી જમીનના માલિકો પણ જો બીજો ધંધો કરતા હોય તો એમણે પોતાની બધી જ જમીન ભૂદાનમાં આપી દેવી જોઈએ.

એક દૃષ્ટિએ જોતાં હું કહું છું કે જેમની પાસે સાવ થોડીક જ જમીન છે એમણે એમાંથી અલ્પદાન ન દેતાં સર્વદાન આપી દેવું જોઈએ. શા માટે તે કહું.

**સર્વદાન** :—આજે માલિકી પર જીવતા ને લાયકાત પર જીવતા એવા નાગરિકોના બે વર્ગ પડી ગયા છે. માલિકીની નીચે લાયકાત ચગદાઈ જાય છે. લોકશાહીની પરિપૂર્ણતા અને ન્યાયના રાજ્યની દૃષ્ટિએ જોઈએ તો વંશપરંપરાગતની માલિકી એ માલિકી જ ન ગણાય. પોતાના બાપદાદાની પ્રતિષ્ઠા ને પૈસા પર જીવવાને

બદલે માણસે પોતાની લાયકાત પર જીવવું જોઈએ. એ જ સાચો ન્યાય છે.

થોડી જમીનના માલિકો પોતાના માલિકીપણા પર જીવતા નથી. તેઓ તો પોતાની લાયકાત પર, પોતાના પરિશ્રમ પર જીવે છે. માલિકીનું વિસર્જન થતાં એમનું કંઈ બગડવાનું નથી. ઊલટું એમની લાયકાત વધુ વધશે. માલિકી એ એમને સાધક નથી પણ બાધક છે. એટલે તેઓ સર્વદાન કરે તેમાં એમને ફાયદો જ છે.

પોપટને પકડવા માટે પારધી લોકોની એક તરકીબ છે. તેઓ તારની એક પોલી નળીમાં કંઈક ખાવાનું ટાંગી રાખે છે. એ ખાવાનાને લોભે પોપટ એ નળી પર પગ મૂકે છે ત્યાં જ એ નળી એને પગે સાંકળની માફક બંધાઈ જાય છે. ગભરાયેલી સ્થિતિમાં એને એમ જ લાગે છે કે એ નળી જ એનો ખરેખરો આધાર છે! ખરી રીતે તો એ નળીને કારણે જ એ પારધીના હાથમાં જઈ પડે છે, પણ એ નળીને પોતાનો આધાર માને છે!

એ જ રીતે થોડી જમીનના, થોડી બુદ્ધિના માલિકો કહે છે: 'અમારો આ આટલો આધાર છે તે પણ તમે અમને છોડી દેવાનું કહો છો?' પણ એનું કારણ ઉપર આપ્યું છે. જમીન પરથી કૂદકો મારવાનું કામ છે આ

તો. જમીનનો આધાર છોડ્યા સિવાય કૂદકો કેવી રીતે મારી શકાય?

કાર્લ માર્ક્સના ઉદ્‌ગાર અહીં બરાબર લાગુ પડે છે. તેમણે કહેલું: 'આખી દુનિયાના ખેડૂતો ને મજૂરો, ઊઠો, જાગો ને ક્રાંતિનું સ્વાગત કરો. આમાં તમારે ખોવાનું શું છે? માત્ર તમારા હાથપગની બેડીઓ. ને બદલામાં તમને પૃથ્વીનું રાજ્ય મળવાનું છે.'

આપણા હરિજનોમાં પણ ઉચ્ચનીચનો કેટલો બધો ભેદ છે! ભંગી ચમારને અને ચમાર ભંગીને અસ્પૃશ્ય માને છે ને તેઓ પોતાની જાતને એકબીજાથી વધુ પ્રતિષ્ઠિત માને છે! એમને અમે સમજાવ્યા કે, તમારી આ ખોટી પ્રતિષ્ઠાને છોડી દો. બદલામાં તમને માનવતાની સાર્વભૌમ પ્રતિષ્ઠા મળશે.

આ જ ન્યાય થોડી જમીનના માલિકોને લાગુ પડે છે. પરિસ્થિતિ મિશ્ર હોય છે. જમીનની બાબતમાં તેઓ નિર્ધન જેવા છે પણ પૈસાની બાબતમાં તેઓ ધનિક જેવા છે. તોપણ 'હું નહીં બદલાઉં તોપણ દુનિયા તો બદલાવાની જ છે ને,' આ વૃથા આશામાં તેઓ દિવસો ગાળે છે!

માટે થોડી જમીનના માલિકોને માટે તો આ દૂરદૃષ્ટિએ જોતાં ફાયદો જ છે. તેઓએ પોતાની બધી

જમીન આપી દેવામાં કંઈ જ ગુમાવવાનું નથી. એમની જમીન ક્યાંય જવાની નથી. એ એમને જ પાછી મળવાની છે. જેમનું જીવન જમીનની માલિકી પર અવલંબેલું છે તેઓને એમની માલિકી છોડતાં જરા આકરું પડશે. પણ તેઓ જોશે કે નાના નાના કેટલાયે માલિકોએ સર્વદાન કર્યું છે, માટે આપણે પણ કરવું જ જોઈએ. ભૂદાનયજ્ઞ દ્વારા એક મોટી અહિંસક સેના તૈયાર થઈ રહી છે, જે વિરોધીઓને લડ્યા સિવાય જ શરણે લાવશે.

**'નાના નાના ટુકડાઓ કરવાથી ઉત્પાદન ઘટશે.'**

આ વાત સત્ય નથી. ઊલટાનું આપણી જમીનમાંથી તો આપણે સોનું પકવીશું, આ ખ્યાલે દરેક એને ખેડશે. આજે જમીન માટે જે લડાઈ, ઝઘડા ને ટંટાફિસાદ થઈ રહ્યાં છે તે બંધ પડશે. ચીન-જાપાનમાં પણ નાના નાના બબ્બે ત્રણ ત્રણ એકરના ટુકડાની જ વહેંચણી થઈ છે. ત્યાં તેઓ હળ પણ નથી વાપરતા. માત્ર કોદાળીથી હાથ વડે ખેતી કરે છે ને તેમ છતાં આપણા કરતાં ત્રણથી ચારગણો વધુ પાક લે છે.

નાના નાના ગરીબ માલિકોને ટ્રેક્ટર, એંજિન-પંપ વગેરે યાંત્રિક સાધનો વાપરવાં જોકે પરવડશે નહીં,

પણ એ મુશ્કેલી તો સહકાર્યથી દૂર થઈ શકશે. મુશ્કેલીમાં આવેલા માણસને સહકાર્યની ભાવના તુરત ગળે ઊતરી જશે. અત્યારે સહકારી સોસાયટીઓ ચાલે છે, પણ એમાં સહકારનું માત્ર ફારસ જ ચાલે છે.

સહકાર્યથી કામ બગડે છે માટે એકહથ્થુ સત્તા વધુ સારી એમ ઘણા માને છે. પહેલાંના જમાનામાં અકબર જેવા ભલા બાદશાહને પણ દેશની સુવ્યવસ્થા કરવા માટે અને અંદરઅંદરનાં યુદ્ધો ને અણબનાવ ટાળવા માટે સામ્રાજ્ય સ્થાપવું પડ્યું હતું. અત્યારે પણ રશિયા ને અમેરિકા જેવાં મોટાં રાષ્ટ્રો આખી પૃથ્વીની 'વ્યવસ્થા' કરવાના પ્રયત્નો કરી રહ્યાં છે. પણ એમાં જનતાના હિત કરતાં સત્તાની લાલસા વધુ સંભવિત છે. તે ઉપરાંત આજના યુગમાં એ ચાલવાનું નથી. સામ્રાજ્યશાહીથી ભલે ગમે તેટલા ફાયદા થતા પણ અત્યારના યુગમાં તો ડગમગ ચાલતી લોકશાહી જ હિતકર છે. તે પ્રમાણે એકપક્ષી માલિકી કરતાં છૂટો સ્વતંત્ર વહીવટ જ શ્રેયસ્કર છે. એકછત્રી વ્યવસ્થાથી ઉત્પાદન ઘટશે જ, પણ વધશે એમ માનીએ તોપણ એમાંથી માનવતા ઘટશે એ એક બહુ મોટી હાનિ થશે. માનવતાને ખાંડીને ઉત્પાદન કરવાથી શો ફાયદો ?

ભૂમિવિતરણથી ઉત્પાદન વધશે જ પણ વહેંચણી

કરવાંનો મુખ્ય ઉદ્દેશ તો ઉત્પાદન નો વધારો નહીં પણ સામાજિક ન્યાયની સ્થાપના એ છે. સામાજિક ન્યાયની સ્થાપનાથી સામાજિક સમૃદ્ધિ પણ વધશે એ ચોક્કસ છે. આપણે અંગ્રેજો પાસેથી સ્વરાજ્ય માગ્યું તે ઉત્પાદન વધારવા માટે નહીં પણ માનવતાની પ્રતિષ્ઠાને સ્થાપવા માટે.

**'સામ્યવાદીમાં ને તમારામાં ફેર શો છે?'**

આમ તો એમનામાં ને અમારામાં ખાસ ફેર નથી. ને ફેર હોવો જ જોઈએ એમ પણ મને નથી લાગતું. પણ તેઓ જે બળજબરીથી કરાવવા ઇચ્છે છે તે અમે સમજાવીને કરાવવા ઇચ્છીએ છીએ. ને તેઓ તે પ્રમાણે કરશે એવી અમને પૂરી ખાતરી છે. મનુષ્યની સજ્જનતા પર અમને પૂરેપૂરો વિશ્વાસ છે. અમે કદી નિરાશ થવાના નથી. પણ જો જમીનમાલિકો તત્પરતા દાખવશે તો અમારે સામ્યવાદીઓને નહીં મળવું પડે, પણ તેઓ જ આવીને અમને મળશે. સામ્યવાદીઓને ગાંધીવાદી કરવા કે ગાંધીવાદીને સામ્યવાદી કરવા એ માલિકોના હાથમાં જ છે!

**તો પછી શાંતિપાઠ શા માટે?**

અકળાયેલા ભૂમિહીનોની અકળામણ તમે શાંતિપાઠથી શમાવવા માગો છો. પણ જો જમીનદારીપદ્ધતિ

જુલમી છે તો પછી એને તોડી નાખવાના ઉપાય તમે શા માટે નથી કરતા? જમીનદારોએ કરેલો પેઢીદર-પેઢીનો અન્યાય તમને યોગ્ય લાગે છે અને ખેડૂતોએ જરા અમસ્તો કરેલો અન્યાય તમને અયોગ્ય લાગે છે? આ ક્યાંનો ન્યાય? આવો ઘણા લોકો આક્ષેપ કરે છે.

પણ આમાં અમારો વિરોધ પણ છે ને નૈતિક દૃષ્ટિ પણ છે, ને વ્યવહારુ હિસાબ પણ છે.

જમીનદારી અને ભાગની પ્રથા એ અન્યાયી છે, પણ જમીનદાર એ પ્રથાને અન્યાયી માનતો નથી; માટે એને મારીઠોકીને સીધો કરવો એ નૈતિક દૃષ્ટિએ ઉચિત નથી. મનુષ્યને પરમાર્થની જેટલી ઉત્સુકતા છે તેટલી જ સ્વાર્થની પણ છે. ને એ સ્વાર્થનો હંમેશાં ઉપયોગ કરવાથી એવી ટેવ પડી જાય છે. એ કંઈ એક રાતમાં બદલાઈ જાય નહીં. અત્યારે ખેડૂતો પોતાનો સ્વાર્થ આ જ ક્ષણે સિદ્ધ કરવા માગે તો માલિકોની પારમાર્થિક વૃત્તિ એટલી જલદી જાગૃત થાય નહીં જ. માટે એમને મારવા એ પણ ઉચિત નથી. થોડી ધીરજ રાખવી જોઈએ. જે ખેડૂતો જમીનમાલિકોને દૂર કરવા તૈયાર થયા છે તેઓ પછી અંદર અંદર નહીં ઝઘડે એની ખાતરી છે?

ખરી રીતે તો અન્યાય કંઈ એકલા જમીનદારો જ નથી કરતા. આપણે બધા જ ઓછાવત્તો અન્યાય

કરીએ જ છીએ. દરેક જણ પોતાનાથી નીચલી કક્ષાના માનવોને ચૂસે છે. ચૂસનારા ને ચુસાનાર એક જ ગામમાં રહે છે. વાઘ અને બકરીને એક જ પીંજરામાં બંધ કરવામાં આવ્યાં છે! પીંજરું બાળવાથી વાઘ અને બકરી બન્ને નાશ પામશે; પણ એમનો વંશ તો ચાલુ જ રહેશે. આપણે બધા જ વાઘ અને બકરી છીએ. માટે આપણે અંદર અંદર સમજપૂર્વક વર્તીને આનો ઉકેલ લાવવો જોઈએ. મારામારીથી તો એક બે વાઘ-બકરી મરશે, પણ એમનો વંશ તો ચાલુ જ રહેશે.

**આપણામાં ને સામ્યવાદીઓમાં ફરક**

સમતાની બાબતમાં આપણે ને સામ્યવાદીઓ એક છીએ એ વાત ખરી છે, પણ એમના આદિ-અંત અલગ છે અને આપણા અલગ છે. બન્ને જગ્યાએ જુદી જુદી છે એટલે રસ્તો જ અલગ છે.

પ્રેમ અને વાત્સલ્ય એ બેથી પણ માણસ સામ્યવાદ પાસે આવે છે ને દ્વેષ અને મત્સરથી પણ આવે છે. પ્રેમથી સામ્યવાદ તરફ આવતો માર્ગ માનવતા-પ્રકર્ષની ટેકરી પર જાય છે. જ્યારે મત્સરથી સામ્યવાદ તરફ જતો માર્ગ માનવતા-વિધ્વંસની ખાઈમાં જઈને પડે છે.

આપણે સમતા જોઈએ છીએ, પણ એ કંઈ આપણો અંતિમ ઉદ્દેશ નથી. સમતા એ માનવતાના ઉત્કર્ષ

આટેનું સાધન છે; માટે એ આપણને યોગ્ય લાગે છે. જમીનની વહેંચણી એ સમતાનું પ્રથમ લક્ષણ છે. આ વહેંચણી માનવતાને પોષક થાય તેવા ઉપાયોથી કરવી એવો આપણો પ્રયત્ન છે.

મારામારી ને કાપાકાપીથી તો માનવતા જ નાશ પામે છે. સૂકાની સાથે લીલું પણ બળી જાય છે. નાનાં નાનાં નિર્દોષ બાળકોની હત્યા થાય છે. સ્ત્રીઓની બેઇજ્જતી થાય છે. વૃદ્ધોને જાનનું જોખમ આવી પડે છે. આ રીતે (જુલમ કરનારાઓનું ) બળ વધતું હશે પણ પીડિતોનાં દુઃખ તો તેટલાં ને તેટલાં જ રહે છે.

સાચી દૃષ્ટિએ નજર કરીએ તો જે શોષક વર્ગ હોય છે તે જ સત્તાધીશ અને શસ્ત્રસજ્જ હોય છે. શોષિતોને મનમાં ઘણી અકળામણ થવા છતાં પણ તેઓને નિઃશસ્ત્ર જ રહેવું પડે છે. શસ્ત્રોની સામે થવા જતાં તો એમની હાર થવાનો સંભવ છે. નિર્બળ શોષિત વર્ગ સબળ શોષક વર્ગ સામે શસ્ત્રબળથી સામનો કરે એ તો ગરુડ પાણીમાં વસતા મગર સાથે બાથ ભીડે એના જેવું કામ છે. ખરી રીતે તો સત્ય—અહિંસાની બે પાંખોને આધારે નૈતિક લડાઈ લડે એમાં જ એની સલામતી છે.

## જમીન મફત શા માટે વહેંચો છો?

પ્રશ્ન : ભૂમિહીનોને મફત જમીન આપીને તમે એમને એદી નથી બનાવતા? એનાથી એમનું કદી ભલું થવાનું નથી. તે ઉપરાંત એમનું સ્વાભિમાન એમાં ક્યાં રહ્યું?

ઉત્તર : ખરી રીતે તો જમીન બધાને મફત જ મળી છે. હવા, પ્રકાશ, પાણી એ હજુ પણ બધાંને મફત જ મળે છે ને એમની મદદ સિવાય કદી પાક ન થાય.

ઉપપ્રશ્ન : તોપણ ઝાડઝાંખરાંથી ભરેલી નહીં પણ સુધારેલી ને તૈયાર કરેલી જમીન મફત શા માટે આપો છો?

ઉત્તર : પણ એ જમીન સુધારીને તૈયાર કોણે કરી? માલિકોએ કે મજૂરોએ? એ સુધારવાનું શ્રેય મોટા ભાગનું તો ખેડૂતો કે મજૂરોને માથે જ છે.

ઉપપ્રશ્ન : પણ એક ખેડૂતે મહેનત કરીને તૈયાર કરેલી જમીન બીજા ખેડૂતને મફત શા માટે આપવી?

ઉત્તર : જે ભૂમિહીનોને ભૂદાનયજ્ઞમાં જમીન મળવાની છે તે ઘણુંખરું છેલ્લી કેટલીક પેઢીથી કે વર્ષોથી ખેડૂત તરીકે મહેનત કરનાર જ હશે.

ખરી રીતે તો અત્યાર સુધી એ સાચા હક્ક-
દારોનો હક્ક ડુબાડવામાં આવ્યો હતો. અંગ્રે-
જોએ આપણી પાસેથી ઝૂંટવેલું સ્વરાજ્ય આપ-
ણને મફત જ પાછું આપ્યું. એ જ પ્રમાણે ભૂમિ-
હીનોને જમીન આપવાની છે. આ જમીન-
વહેંચણી એ નિર્વાસિતોની પુનર્વસાહત છે.

### ખેતી એ એક કામ છે

આમાં મહત્ત્વનો મુદ્દો એ છે કે, જમીનવહેંચણીનું સ્વરૂપ જ જુદું છે. જમીન એ કંઈ એક તિજોરી નથી કે એની ચાવી એક પાસેથી લઈને બીજાને આપી શકાય. જમીન તો એક કામ છે. ભૂમિહીનોને આપણે માલિકી આપતા નથી. તેઓ જમીનને વેચી દઈને પૈસા એકઠા કરી શકવાના નથી. જેમ કારકુનની કચેરીમાં ને શિક્ષકની શાળામાં નિમણૂક કરવામાં આવે છે, તે જ પ્રમાણે લાયક ભૂમિહીનોની ભૂમિ પર નિમણૂક કરવામાં આવે છે. જેમ શિક્ષકને પાઠ્ય–પુસ્તકો આપવામાં આવે છે તે પ્રમાણે ખેડૂતને પણ હળ, બળદ વગેરે સાધનો આપવાં જોઈએ. અને જો એ યોગ્ય રીતે કામ ન કરે તો એની પાસેથી જમીન પાછી લઈ લેવી જોઈએ. આમાં ભૂમિહીનોના સ્વાભિમાનને જરાય આંચકો

લાગવાનો નથી. જમીન સ્વીકારીને ખેતી કરવી એ એમનું દેશ પ્રત્યેનું કર્તવ્ય જ છે.

### મહેસૂલવધારો

ઉપરના પ્રશ્નમાં બીજી પણ એક વાત છુપાયેલી છે. તે એ કે જમીનનો પાક એ ખેતીના શ્રમની બોલી કરતાં વધુ હોય છે. એમાં સૃષ્ટિની કૃપા પણ સામેલ થાય છે. દાખલા તરીકે આફૂસ કેરીના આંબાની કલમો એક જ મોસમમાં સેંકડો રૂપિયા કમાય છે. જ્યારે એની પાછળ કરવામાં આવતી મહેનત સાવ નજીવી હોય છે. એમાં દરેક ખેતર એ જાણે દૂઝણી ગાય જ હોય છે.

ભૂમિની આ મફતની દયા પર હક્ક કોનો? એ ખેડૂતનો એકલાનો નહીં, પણ સમાજનો એટલે કે સરકારનો પણ ખરો. જમીન પર સરકાર કર લે છે તે આ માટે જ. જમીનનો કર એ જમીનની જાત પરથી લેવો જોઈએ. ભૂદાનયજ્ઞમાં જે નવી વ્યવસ્થા કરવામાં આવશે તેમાં પણ આ ફેરફાર કરવો જ જોઈશે.

અત્યારે મહેસૂલમાં બિયારણ, ઉછેર વગેરેની સાથે ખેતરની કિંમતનું વ્યાજ પણ આકારણીમાં આવે છે. પણ આપણી યોજનામાં તો જમીનની કિંમત નહીં

અને એનું વ્યાજ પણ નહીં. એટલે કે એ વ્યવસ્થામાં જમીનનું ઉત્પન્ન અત્યારના કરતાં વધુ ભરાશે. અર્થાત્ મહેસૂલ જમીનના પાક પ્રમાણે લેવાશે. કિંમતી પાક પર વધુ લેવાશે ને નિકૃષ્ટ જમીનનું માફ પણ થશે. તે ઉપરાંત ખરાબ જમીનને સુધારવા માટે સરકાર મદદ પણ કરશે આ કામમાં જોકે અડચણો ઘણી આવશે, પણ દરેક ખેડૂતને પોતાના પાક પ્રમાણે મહેસૂલ આપવાને કારણે સુવિધા રહેશે ને એથી સમાજને પણ લાભ જ થશે.

### સાર્વજનિક જમીન

સુધારેલી જમીન પર કેટલાક સમય માટે ઊતરતા પ્રમાણે મહેસૂલ લેવું વાજબી છે. એ આપણે જોઈ ગયા જોકે એવી જમીનોને જતે દિવસે વહેંચણી કરતી વખતે સાર્વજનિક બનાવવી એ જ યોગ્ય છે. પણ એવા પ્રસંગ અપવાદરૂપ જ હશે.

### આ પક્ષપાત ન કહેવાય ?

પ્રશ્ન :-તમને ખેતમજૂરોની આટલી બધી ફિકર-ચિંતા થાય છે, પણ અત્યારે મધ્યમવર્ગીય જમીન-માલિકોને તો કૂતરાયે નથી સૂંઘતા. નવા નવા કાયદા-ઓને કારણે ભાગ તો શૂન્ય પર જઈ પહોંચ્યો છે ને બીજી બાજુ અમારા છોકરાઓ બેકાર ફરે છે. પરીક્ષા પાસ

કરવા છતાં પણ એમને નોકરી નથી મળતી. એમને ખેતીમાં નાખવા માગીએ તો ખેડૂતો અમારી જમીન આપતા નથી. કાયદાની આંટીઘૂંટીમાંથી માર્ગ કાઢીએ ત્યારે તમારો પ્રચાર વચ્ચે પથરો નાખે, કે ખેડૂતોએ પોતાનો જીવ જાય તોપણ પોતાની જમીન છોડવી નહીં. જમીન વેચવા કાઢીએ તો ગ્રાહક ન મળે. આમ ચારે બાજુથી અમને દબાવી ગૂંગળાવો છો એ અન્યાય નથી?

ઉત્તર:-ખેતમજૂરો જ માત્ર અમારા નથી, મધ્યમ-વર્ગ પણ અમારો જ છે ને અમે એમના છીએ. એમની મુશ્કેલી એ અમારી મુશ્કેલી છે. એમાંથી આપણે ન્યાયસંગત માર્ગ બન્નેના સહકારથી કાઢવાનો છે. દરેકને કામ અને જીવનની પ્રાથમિક જરૂરિયાતો પૂરેપૂરી મળવી મળવી જોઈએ, પણ આને માટે જેના હાથમાં જે કામ છે ને જે એ અત્યાર સુધી કરતા આવ્યા છે એને ખૂંચવી લઈને બીજા નવશિખાઉના હાથમાં આપવું એ અયોગ્ય જ છે. આજે જેઓ ખેતી કરી રહ્યા છે એમને એ કામ-માંથી ખેંચી કાઢવા એ મૂર્ખામી ગણાશે. તમારાં બેકાર બાળકોને માટે શિક્ષકનું કે કારકુનનું કે બીજા કોઈ પ્રકારના ઉદ્યોગનું કે હલકા શરીરશ્રમનું કામ શોધી કાઢવું પડશે. તેઓ ખેતી કરવા માગશે તો માત્ર એટલું કરી શકશે કે, ખેતમજૂરો પર દેખરેખ રાખી શકશે.

આવું હવે નહીં ચાલે. તેઓ સ્વેચ્છાએ ખેડૂત થવા માંગતા હશે તો એ યોગ્ય ગણાશે. એમને એને માટે જરૂર જમીન મળશે. (વળી બુદ્ધિમાન ખેડૂત વધુ કર્તવ્યપરાયણ અને બીજાને માર્ગદર્શક બનશે.) ખેડૂતોની માફક જ એમને સાધનસામગ્રી પણ મળશે. પણ એને માટે અત્યારે ખેડતા ખેડૂતોને કાઢીને જો તેઓ ખેડવા માંગશે તો એ અન્યાય ગણાશે. આ રીતે છૂટા થયેલા ખેડૂતો પછી શું કરે? તમારા છોકરા પાસે તો શિક્ષણ પણ છે, એમની પાસે તો એ પણ નથી. કચેરીની માફક કારખાનાં પણ ભરાઈ ગયાં છે. એટલે એમને ક્યાંય પણ કામ મળવું મુશ્કેલ છે. માટે જ અમે એમનેડખલ કરાતાં વિરોધ ઉઠાવીએ છીએ.

ખેડૂતો પાસે જો એમની જરૂરિયાત કરતાં વધુ જમીન હોય તો એ એમણે પોતાની જાતે જ બીજાને આપવી જોઈએ, એવી અમે એમને પ્રાર્થના કરીએ છીએ. તે ઉપરાંત જો તેઓ સંભાળપૂર્વક ને મનપૂર્વક ખેતી ન કરતા હોય તો કાયદો પણ એની પાસેથી જમીન લઈ શકે છે.

અત્યાર સુધી શ્રમજીવી વર્ગનું શોષણ અને અવહેલના થઈ. પણ હવે આ અન્યાયનું નિરાકરણ કરવા

મારે ઉપલા વર્ગોએ બદલાવાનો પ્રયત્ન કરવો જ જોઈએ. તે ઉપરાંત તેઓએ કાયદાની બીક બતાવવાને બદલે ખેડૂતો ને મજૂરો તરફ આદર ને નમ્રતાપૂર્વક વર્તવું જોઈએ. તો પછી સારા ખેડૂતો કદી પોતાના માલિકોને તરછોડશે નહીં.

આજે તો માલિકો, એક રીતે કહીએ તો, ખેડૂતોની પીઠ પર બેસીને ભવસાગર તરી રહ્યા છે! અમે એમને કહીએ છીએ કે હવે તમે પણ જરા પાણીમાં ઊતરીને હાથપગ હલાવો, તો તમને પણ તરતાં આવડશે. ને એમાં તમને મજા પણ આવશે. એમાં અમારો હેતુ તમને ડુબાડવાનો નથી પણ બન્ને વર્ગને સુખપૂર્વક તરતાં કરવાનો જ છે.

આપણા રત્નાગિરિ જિલ્લામાં મોટા જમીનદારો નથી પણ નાના નાના જમીનમાલિકો છે. તેમાંના ઘણા તો પોતાની જમીન હોય તોપણ મહેસૂલ મહામુસીબતે ભરી શકે એવા છે. તો પછી જેઓ ભાગે ખેડતા હોય એમની તો વાત જ શી કરવી? અહીં તો છઠ્ઠો ભાગ માગવાને બદલે બધી જ જમીન માગી લેવી એ જ યોગ્ય છે.

આમાં એકને મારીને એની જગ્યાએ બીજાને બેસાડવાની વાત નથી. અત્યાર સુધી તો એમ બનતું

આવ્યું છે કે, શ્રમજીવીવર્ગ પિસાઈ ગયો અને મધ્યમ-વર્ગ પંગુ બન્યો. હવે બન્નેએ શ્રમ કરીને સુખપૂર્વક રહેવાનું છે. એકે પંગુપણું ફેંકી દેવાનું છે ને બીજાએ આળસુપણું ને બેજવાબદારપણું દૂર મૂકવાનું છે. આ જ જીવવાની સાચી રીત છે. બીજી તો મરવાની રીતો છે. આમાં કોઈને નુકસાન થવાનું નથી. બધાંને લાભ જ થવાનો છે.

સુશિક્ષિતોની બેકારી દૂર કરવાનો ઉપાય એમણે શ્રમમય જીવન સ્વીકારવું તે છે. તેવો જ બીજો ઉપાય એ પણ છે કે, કારખાનાંઓ પર નિયંત્રણ મૂકીને વિકેંદ્રિત ઉદ્યોગોને સમૃદ્ધ બનાવવા. માટે જ અમે ભૂદાન-યજ્ઞની સાથે સાથે ખાદી અને હાથછડના ચોખા, ઘાણીનું તેલ ને ગોળ, અહિંસક ચર્મોદ્યોગ વગેરેનો પ્રચાર કરીએ છીએ ને એના સંરક્ષણાર્થે યાંત્રિક ઉદ્યોગનો બહિષ્કાર પોકારીએ છીએ.

### આપવાનો પરમાનંદ

હું કબૂલ કરું કે, અત્યાર સુધીનું મારું લખાણ કંઈક કડક શબ્દોમાં, ધમકીના સ્વરૂપે લખાયું છે. એમાં મારો મુખ્ય ઉદ્દેશ એ છે કે, મારા મુદ્દા બરોબર સમજી શકાય. કોઈ એકલદોકલ વ્યક્તિને કે વર્ગને અનુલક્ષીને

મારું લખાણ નથી. આપણા બધાના જીવનમાં જે મહાભારત મંડાયું છે એમાં દુર્યોધન–દુ:શાસનની પૂરી ઓળખાણ કરી લેવી; કારણ એમને ઓળખ્યા સિવાય આપણે શી રીતે મારી શકવાના હતા? તોપણ કંઈ વધુ કડક લખાઈ ગયું હોય તો સહૃદય વાંચકો એનો માત્ર ભાવાર્થ જ ધ્યાનમાં લઈને બીજું બધું જવા દે.

કારણ કે મને પૂરી ખાતરી છે કે માણસના હૃદયમાં સત્પ્રવૃત્તિ કરતાં દુષ્પ્રવૃત્તિ વધુ જોરદાર હોય છે. પાંચ પાંડવ વિરુદ્ધ સો કૌરવો ખડા થયા હોય તોપણ સામે તો ધર્મરાજ જ ઊભા હોય છે. ભલે ગમે તેટલું ભયંકર યુદ્ધ થાય, ધર્મરાજને વનવાસ, અજ્ઞાતવાસ બધું જ સ્વીકારવું પડે, તોપણ છેવટે તો એમનો વિજય જ થવાનો છે.

મનુષ્ય સ્વાર્થી છે એ સર્વસામાન્ય વાત છે, પણ તેમ છતાં પણ એ ઘણી બાબતમાં પરમાર્થી છે. એનું કારણ એ છે કે, એના એ મલિન દેહમાં પણ નિર્મળ મંગળમય પરમાત્મા છે. એને વ્યવહારમાં વાપરવાથી એના પર થોડાઘણા ડાઘ પડે છે, પણ જરા ઘસીને માંજી નાખતાં જ એ ફરી ચકચકિત થઈ જાય છે. વિનોબાજી પોતાના વૈરાગ્યઅગ્નિની રાખ વડે એને માંજીને

પછી ભક્તિજળથી ધોઈને ચકચકિત કરી રહ્યા છે એ આપણી નજરે જોયેલી વાત છે.

માણસને લેવામાં આનંદ પડે છે એ સાવ સાચી વાત છે. આગગાડીમાંથી આપણને કોઈની પડેલી વસ્તુ જડે છે તો આપણને કેટલો આનંદ થાય છે! પણ બીજાની મદદે દોડી જવામાં પણ માણસજાતને આનંદ જ પડે છે. કારણ 'બીજા' એ પણ આપણે જ છીએ એવી ભાવના દરેકના મનમાં પડેલી જ હોય છે. એને માટે કંઈ ખાસ જપ–તપ કરવાની જરૂર નથી પડતી. (ભૂતાંત ભરલા આત્મા, ભૂતેં આત્મ્યાંત રાહીલીં; યોગાને જોડીલા દેખે, હેંચિ સર્વત્ર દર્શન. ગીતાઈ–૬.)

બાળપણમાં જેટલો આનંદ છે એટલી જ નમ્રતા પણ છે. ('લહાણપણ દેગા દેવા'–તુકારામ) જીતવામાં જેટલો આનંદ છે એના કરતાં જિતાવામાં વધુ આનંદ છે. જીવવામાં આનંદ છે એના કરતાં મરવામાં વધુ આનંદ છે. કેળ આપણને મીઠાં કેળાં આપે છે પણ એ જાતે મરી જાય છે. માતા બાળકના જીવન માટે જાતે જોખમ વેઠવા તૈયાર થઈ જાય છે.

જેમને આપણે શૂદ્ર કહીને ઓળખીએ છીએ, તિરસ્કાર

કરીએ છીએ, દાસત્વ અર્પીએ છીએ, એ આપણા પોતાના જ ભાઈઓ છે. એમને ઓળખ્યા પછી આ ભંગી, આ ચમાર, એમ કહેવાનું આપણે પોતે જ ભૂલી જઈશું.

માણસ મિત્રતા ઇચ્છે જ છે, પણ મિત્રતા પણ સરખે સરખાની વચ્ચે જ થાય છે. રાજાની પાસે હજાર હજૂરિયા હોય તોપણ એને એકલું જ લાગવાનું. પહેલાંના જમાનામાં રાજાઓ પોતાની રાજધાની છોડીને દૂર દૂર ફરવા જતા. રાજધાનીમાં એમને ગમતું નહોતું. કારણ ત્યાં એમને મિત્રતા બાંધવા માટે કોઈ માણસ જ મળતો નહોતો, જેની સાથે એ સમાન ભાવે હસીબોલી શકે, મજાક–મશ્કરી કરી શકે, લાગ મળે તો એને એકાદ પ્રેમની ધોલ પણ મારી શકે! એમની પાસે તો માત્ર એમની હામાં હા ભેળવનાર જ હતા.

કોઈ સમાન મિત્ર મળે એ માટે તો રાજાઓ પોતાના પ્રજાજનોને કંઈ કંઈ પદવીઓ આપતા ને એમને પોતાની બરોબરીના (અમીર) બનાવતા!

આ આંતરિક પ્રેરણાના નામે જ હું માલિકોને વીનવીને કહું છું કે, એમના, અમારા ને સમાજના કલ્યાણ માટે ને ઉન્નતિ માટે જમીનની માલિકી તેઓ છોડી દે.

આ ઉપકાર નથી, આ બળજબરી પણ નથી; આ ઉત્સવ છે, પ્રેમાલિંગન છે.

આ ઉત્સવ જેમને પસંદ નથી એ અભાગી લોકોને હું એ જ કહું છું કે, પ્રેમ ખાતર નહીં તો સ્વાર્થ ખાતર પણ તમારે આ કરવું જોઈએ. પ્રમાણિક-પણું એ સ્વયંપ્રેરણાએ આચરવાની વસ્તુ છે, પણ સાથે સાથે એ સ્વાર્થ અને સુરક્ષિતતાને માટે પણ ઘણું જરૂરી છે.

ઘણાને આ ભૂદાન-યજ્ઞ ક્રાંતિકારક કાર્યક્રમ દેખાય છે ને એનું આશ્ચર્ય પણ થાય છે, પરંતુ મને એમાં કંઈ જ નવીન નથી લાગતું. આજ સુધીના તમામ સજ્જનો, સત્પુરુષો, તત્ત્વવેત્તા વગેરેએ જે રીતભાત આચરી ને શીખવી છે, બધા સજ્જનોએ જે સ્વીકારી છે, એ રીતભાતનું આ બીજું અટલ પગલું છે.

### આપણું નવભારત

આપણે જે નવભારત, નવમહારાષ્ટ્ર, નવકોંકણ, નવરત્નાગિરિ ઘડવાના છીએ, એનું જે ચિત્ર આપણા મનમાં છે એમાં દેખાતાં ઘણાં બધાં કારખાનાં, મોટા મોટા રસ્તા, મોટાં મોટાં મકાનો, આ બધાંથી આપણા મનને સંતોષ થવાનો નથી. ખરી રીતે આ ચિત્રની

વચમાં મનુષ્ય જોઈએ. એના અનેક હાથોમાં આ બધાં આયુધો શોભે.

આપણા રત્નાગિરિ જિલ્લામાં અમુક લાખ આંબાની કલમો વાવવી, જિલ્લાનાં બધાં આંબાનાં ઝાડ આફૂસનાં બનાવવાં, એ આપણું અંતિમ ધ્યેય નથી. એ ચાખવા માટે માણસો હશે તો એ આંબાનો ઉપયોગ થશે ! અત્યારે આપણા જિલ્લામાં ૧૭ાા લાખ માણસ છે, પણ એમાંના ઘણાખરા રાયણ જેવા જ છે. આફૂસ જેવા માણસો તો બહારગામ ચાલ્યા ગયા છે. બહારના માણસોને આપણે આફૂસની કલમો, આફુસના જેવા માણસો ભલે આપીએ, પણ જ્યાં સુધી આપણા અહીંના માણસો આફૂસ જેવા મધુર, કાજુ જેવા સ્નિગ્ધ, કોકમ જેવા સૌમ્ય, ચંપા જેવાં સુગંધી ન બને ત્યાં સુધી આપણે જંપવાના નથી. આપણે ત્યાં કોઈ ગમાર, દીન, હીન ન જોઈએ. કોઈ મવાલી, ઉન્મત્ત પણ ન જોઈએ. કોઈ ઠંડીમાં થરથરતું ન જોઈએ. કોઈ ભરઉનાળે જીવ અકળાતો હોય તેમ છતાં પણ શિષ્ટતા ખાતર જાકીટ પર કોટ ચઢાવનાર પણ ન જોઈએ. મને જે રીતે રહેવું ગમે છે, તે જ રીતે જિલ્લાનાં મારાં બધાં ભાઈ-બહેનોને પણ રહેવું ગમતું જ હશે. તેલી, માળી, કણબી, ભંગી બધાંએ પોતાનાં ફાટ્યાં-તૂટ્યાં કપડાં કંપોસ્ટના ખાડામાં

નાખીને શેતરંજી, ચાદર, ધોતિયું, ફેંટા વગેરે હાથમાં ધરવું જોઈએ. મારે અચાનક રાત્રે ગમે તેને ત્યાં મહેમાન થવું પડે તો મને એને ઘરેથી પાથરવા-ઓઢવા મળી રહે તેટલું એને ઘેર હોવું જ જોઈએ, ને સૂતા પહેલાં ભોજન પણ મળવું જોઈએ! મારું એકલાનું ઘર સ્વચ્છ, સુંદર હોય તેથી કંઈ દહાડો નહીં વળે; બધાંનાં ઘર તેવાં જ હોવાં જોઈએ.

આવું કોંકણ, આવું મહારાષ્ટ્ર, આવું ભારત આપણે બનાવવું જોઈએ. એને માટે આપણે આ શૂદ્ર અને આ ખેડૂત, આ મજૂર ને આ માલિક, એવા ભેદ મટાડવા જોઈશે. આળસુપણું ને એદીપણું પણ ખંખેરી નાખવાં પડશે.

મારે આ બધું નથી જોઈતું તો તમારે જોઈએ છીએ એવું થોડું જ છે?

તો પછી આ ભૂદાન-યજ્ઞ આપણી એ શુભ કામનાઓને પૂરી કરવા અવતર્યો છે. એનું સ્વાગત કરો.

### સંપત્તિદાન, શ્રમદાન, જીવનદાન

જમીનમાલિકો જેમ જમીન આપે તેમ સંપત્તિવાન પોતાની સંપત્તિ આપે. આપણે બધા જ સંપત્તિવાન [illegible]. આપણી સંપત્તિનો છઠ્ઠો કે ઓછોવત્તો પણ એક

નિશ્ચિત ભાગ સમાજને અર્પણ કરવાનું આપણે સ્વીકારવું જોઈએ. એને 'સંપત્તિદાનયજ્ઞ' કહેવામાં આવે છે. 'સબ સંપત્તિ રઘુપતિ કી આહી'– દુનિયાની તમામ સંપત્તિનો એકમાત્ર માલિક ભગવાન છે. મને જે સંપત્તિ મળી કે મળે છે, એ મારી મહેનતથી નથી મળતી, પણ આજ સુધીમાં આખી માનવજાતિએ કમાઈને એકઠી કરેલી સંપત્તિ અને સાધનો મને વારસામાં મળ્યાં છે. એ જ પ્રમાણે દુનિયાના ચાલુ વ્યવહારમાં એકને ભરપૂર સંપત્તિ મળે છે, જ્યારે બીજાને દેવાળું કાઢવું પડે છે. આ પરથી પણ ધડો લઈ શકાય છે. મેં મહેનત કરીને સંપત્તિ એકઠી કરી છે એમ કોઈ કહે તો એ મહેનત કરવાની શક્તિ પણ પ્રભુએ જ આપી છે એ કેમ એ ભૂલી જાય છે? કોઈને ઈશ્વરી બક્ષિસ પ્રમાણે મધુર કંઠ મળ્યો. હવે આપણા પૂર્વજોએ ગ્રામોફોન અને રેડિયોનો વિકાસ કરીને એ સાધન વડે એ ગાનારની રેકર્ડ ઉતારીને એની લાખો પ્રતિ વેચીને લાખ રૂપિયા મેળવ્યા. પણ ઈશ્વરે પેલા માણસને મીઠો કંઠ આપ્યો તે બીજાને ભોગે જિંદગીભર મોજ માણવા માટે નહીં જ. ઈશ્વર કોઈને વધુ બુદ્ધિ-શક્તિ આપે છે તે તેઓ બીજા પર પોતાનું પ્રભુત્વ જમાવે એને માટે નથી આપતો, પણ એની એ શક્તિ સમાજને ઉપયોગી થાય

એને માટે આપે છે. ઈશ્વર પાસેથી ને સમાજ પાસેથી આ રીતે જે સંપત્તિ મળે છે, તેમાથી પોતાને જરૂર હોય તેટલી લઈ લઈને બાકીની સમાજને પાછી આપવી જોઈએ. એ જ મનુષ્યનું કર્તવ્ય છે. જન્મસિદ્ધ ભેદ અને સામાજિક વ્યવહારમાંથી ઉદ્ભવતી આર્થિક વિષમતા સંપત્તિના દાન વડે ટળે છે ને સમાજ સ્વસ્થ અને નીરોગી બને છે

મનુષ્ય એ સમાજ પર નભતું પ્રાણી છે. સમાજના આશ્રયે અને સમાજ સાથે વ્યવહાર કર્યા સિવાય એ સંપત્તિ પ્રાપ્ત કરી શકે નહીં. માટે જેની પાસે જે હોય તે – ભૂમિ, ધન, બુદ્ધિ, શરીરબળ એ – બધું સમાજને અર્પીને એણે મુક્ત થવું જોઇએ. એ રીતે જ જીવન કૃતાર્થ થશે.

લોભ પણ માણસને કેવો નચાવે છે! ભૂમિ, સંપત્તિ-વગેરે દરેકને ગમે તેટલું મળવા છતાં પણ એ એમને અધૂરું જ લાગે છે, ને તેઓ વધુ ને વધુ એકઠું કર્યે જ જાય છે. 'વધુ જમીન' કે 'વધુ સંપત્તિ' એટલે શું? બીજાની પાસે છે એના કરતાં મારી પાસે વધુ છે. પાણી જે રીતે તરત સમાન થઈ જાય છે, તે જ રીતે જમીન અને સંપત્તિ પણ સમાન રહેવાં જોઈએ. રેશનિંગના જમાનામાં અનાજ, ખાંડ, ઘાસતેલ વગેરે સરકાર

પોતાની પાસે લઈલઈને એની સમાન વહેંચણી કરે છે, રેશન પૂરતું છે કે નહીં તે ન જોતાં 'પરતા પ્રમાણમાં જેટલાને આપી શકાય તેટલાને જ આપો, બાકીનાને નહિ' એમ નથી કહેતી. તે પ્રમાણે આજે ભૂમિનું ને સંપત્તિનું રેશનિંગ થવું જોઈએ. ભાઈઓની વચ્ચે જમીન એમ જ વહેંચાય છે. એટલે જો આપણે સાચે-સાચ બંધુભાવ જાગ્રત કરવો હોય તો આ થોડીઘણી જમીન છે એની વહેંચણી શા માટે ન કરવી? એક જણ ભરપેટ ખાય ને બાકીના બીજા બધા એના મોઢા સામું જોઈ રહે, એના કરતાં દરેક ભેગાં બેસીને અર્ધપેટ જમીને ઊઠે તો બધાંને શાંતિ વળે.

આ જ માનવધર્મ છે, અને 'ધર્માત્ ઐશ્વર્ય-કામશ્ચ'–ધર્મપાલન કરવાથી સંપત્તિ ને સુખ સહેજે પ્રાપ્ત થાય છે.

આ માનવધર્મના પાલનથી સમાજમાં સંતોષ ને સહકાર્ય બન્ને આવશે ને ઉત્સાહ ફેલાશે. એનાથી અનાયાસે સમૃદ્ધિ પણ ઉદ્ભવશે.

શાન્તિઃ પુષ્ટિઃ તૃષ્ટિઃ ચાસ્તુ!

# ભૂદાન સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| ૧ | ગીતા પ્રવચનો | વિનોબા | ૧–૦૦ |
| ૨ | મધુકર | ,, | ૨–૦૦ |
| ૩ | જીવન દ્રષ્ટિ | ,, | ૧–૨૫ |
| ૪ | સ્વરાજ્ય શાસ્ત્ર | ,, | ૦–૫૦ |
| ૫ | ગાંધી જનને | ,, | ૦–૫૦ |
| ૬ | ગ્રામદાન | ,, | ૦–૫૦ |
| ૭ | જય જંગત | ,, | ૦–૨૦ |
| ૮ | કાંચીની સંનિધિમાં | ,, | ૦–૬૨ |
| ૯ | આ ધરતીને ખોળે | શ્રી. નારણુ દેસાઇ | ૦–૭૫ |
| ૧૦ | યુગ પલટાય છે. | શ્રી. રવિશંકર મહારાજ | ૦–૨૫ |
| ૧૧ | યજ્ઞ સંદેશ | શ્રી. બબલભાઇ મહેતા | ૦–૩૫ |
| ૧૨ | સર્વોદયની વાતો<br>ભાગ ૧, ૨, ૩, ૪ દરેકના | ,, | ૦–૨૦ |
| ૧૩ | વિચાર ક્રાન્તિ | શ્રી. દાદા ધર્માધિકારી | ૧–૦૦ |
| ૧૪ | દરિદ્ર નારાયણુના દર્શને | શ્રી. હર્ષકાંત–વોરા | ૦–૨૫ |
| ૧૫ | ભૂદાન પોથી | સુભદ્રા ગાંધી | ૦–૩૧ |
| ૧૬ | સ્નેહ દીપીકા | વિમલા ઠકાર | ૦–૩૧ |
| ૧૭ | ભૂદાન ગંગા ભાગ ૧ | વિનોબા | ૧–૦૦ |
| ૧૮ | ,, ,, ૨ | ,, | ૧–૦૦ |
| ૧૯ | ,, ,, ૩ | ,, | ૧–૦૦ |
| ૨૦ | સામ્યયોગી વિનોબા | શ્રી. પ્રબોધ ચોકસી | ૦–૭૫ |
| ૨૧ | ધરતીના ગીતો | | ૦–૧૩ |
| ૨૨ | સર્વોદયના ગીતો | | ૦–૦૬ |